## અનુક્રમણિકા.

: રા. ડાહ્યાભાઈ માણુભાઈ :

આપને

આ પુસ્તક

સાદર અર્પણ.

—પ્રકાશક.

# કંઈક.

અત્યાર સુધીમાં જે કંઈ થોડું મેં લખ્યું છે તેમાંથી મુખ્યત્વે વાર્તાઓનો આ સંગ્રહ અનાવિલ સમાજ સમક્ષ મૂકતાં મને આનંદ થાય છે. આ નાનકડા પુસ્તકની પ્રસ્તાવના મારા એક વખતના પ્રોફેસર પ્રો. કાળીદાસ દેસાઈએ લખી છે એટલે એ પરત્વે તો મારે કશું કહેવાનું છેજ નહિ.

હું સારી રીતે જાણું છું કે આ વાર્તાઓમાં શોધનારને ઘણીએ ખામી જડશે. જોડણી ને છાપની તો ખૂબજ ભૂલો રહી ગઈ છે. છતાં એ છે એવી અનાવિલ સમાજ સમક્ષ મૂકવાની મને તક આપવા માટે હું પોકારના તંત્રીમંડળનો ઋણી છું. આમાંની એક પણ વાર્તા દરેક વાંચકને ગમશે તો મને આનંદ થશે.

આ વાર્તાઓ લખવામાં મને સીધી કે આડકતરી રીતે મદદ કરવા માટે પર્ણકુટી કન્યાશાળાની મારી વિદ્યાર્થિનીઓનો આ સ્થળે આભાર ન માનું તો 'નગુણો'જ ગણાઉં ને! વળી આમાંની ઘણી ખરી વાર્તાઓ 'હિતેચ્છુ,' 'ચિત્રમય જગત,' 'ગુણસુંદરી', 'શારદા' ને 'ગુજરાત' વગેરે માસિકમાં છપાઈ ગઈ છે તેની પણ અહિં નોંધ લઉં છું.

હુતાશની }<br>૧૯૮૭ }

અંબુ ક. વશી.

# પ્રસ્તાવના.

આ પુસ્તકના લેખકને અને મારે પહેલાં કોઇ તકરાર થઇ હોય એવું મને સાંભરતું નથી, છતાં એમના આ સંગ્રહમાં બે સ્થળે એમણે મારા નામનો ઉપયોગ એવી રીતે કર્યો છે કે તેથી ગર્વ લેવાનું મને કશું કારણ મળતું નથી. "ઓ ખેતર!' ની એમની નાની વાર્તામાં એ ભાઇ કહે છે કે "કાળીદાસ કોલેજમાં થોડું ભણ્યો હતો;" અને એ વચન જાણે પૂરતું ન હોય તેમ તેની અગાઉ ઉમેરે છે કે "ઈંદુ ખરૂં જ કહેતો હતો." વળી 'દાજી નાયક' વાળા રેખાચિત્રમાં પણ લેખક કહે છે કે "કાળાકાકા જેવા પુરુષો, કે જેમને દિવસે યે કુતરાં ને બિલાડાં વચ્ચેનો ફેર ન સમજાતો, તેઓ પણ બબ્બે વાર પરણ્યા હતા." એ છેલ્લાં વાકયમાં મને આંખે ચશમાં આવ્યાં છે એ હકીકતનું ઘણી ચાલાકીથી સૂચન કરી તેટલું જાણે પૂરતું ન હોય તેમ શરૂઆતમાં મારા ઉપર ઘડપણનો આરોપ મૂકે છે. અને છતાં ૨૧ વર્ષની ધૃષ્ટતાથી મને આશ્ચર્ય થાય છે; કારણ કે આ પુસ્તકની પ્રસ્તાવના લખવાનું કાર્ય એણે મને સોંપ્યું. પુસ્તક મેં પહેલેથીજ વાંચી જોયું હોત તો આ પ્રસ્તાવના લખવાની જવાબદારી મે ત્વરાથી ન ઉપાડી લીધી હોત.

આ પુસ્તક એક સંગ્રહ છે. એમાં માત્ર ટુંકી વાર્તાઓજ નહિ પણ અમુક પ્રસંગોનાં વર્ણનો, રેખાચિત્રો, નિબંધિકાઓ વિગેરે છે તથા એમાં એક નાટિકાનો પણ સમાવેશ થાય છે. વાર્તાઓનું પ્રમાણ સૌથી વિશેષ છે. અને સ્વાભાવિક રીતે એમજ હોય. કારણકે એમાંની ઘણી વાનગીઓ અગાઉ જુદાજુદા સામયિકોમાં આવી ગઇ છે. ટુંકી વાર્તાનો બહોળો પ્રચાર આ યુગમાં સામયિકોને લઇને થયેલો છે. અને હવે જેમજેમ કેળવણી વધતી જાય છે તેમતેમ થોડાજ વખતમાં પૂરૂં કરી શકાય અને મનને આનંદ આપે એવું વાંચન મેળવવાની વૃત્તિ પણ લોકોમાં બળવાન થતી જાય છે. અને તેથી કરીને જે લેખકને પોતાનું કથન સમાજના મોટા ભાગની કર્ણેન્દ્રિયને પહોંચાડવાની મહત્વાકાંક્ષા હોય છે તેને વહેલેમોડે સામયિકોનો આશરો લેવો પડે છે. આથી કરીને વાર્તાના લખાણમાં કુદરતી રીતેજ કેટલાક દોષો દાખલ થઇ જાય છે જેમાંથી સમર્થ લેખકોને પણ મુકત રહેવું મુશ્કેલ પડે છે. અમુક વખતમાંજ વાર્તા લખાવી જોઇએ, અમુક શબ્દસંખ્યામાંજ એ પુરી થવી જોઇએ, મોટા સમૂહથી સમજી શકાય એવુંજ તત્વ અને એવીજ ભાષાનો એમાં ઉપયોગ થવો જોઇએ, એની વસ્તુગુંથણી પણ સાદી અને એમાંના મનુષ્ય-સ્વભાવનું ચિત્ર પણ ઝટ સમજાય એવું જોઇએ; વિગેરે વિગેરે અનેક બંધનોથી લેખક જકડાઇ જાય છે. એ બંધનોને તોડવાની હિંમત કરનાર લેખકો વિરલ હોય છે. વિલાયતમાં પણ એવી ઊંડી આત્મશ્રદ્ધાવાળા લેખકો જુજ સંખ્યામાંજ મળશે. પરંતુ ત્યાંના સમાજમાં કેળવણી વધારે પ્રસરેલી હોવાથી તથા તેની રસવૃત્તિ વધારે ખીલેલી હોવાથી

ત્યાંની સાધારણ ટુંકી વાર્તા આપણી ગુજરાતી સામાન્ય ટુંકી વાર્તા કરતાં ઘણે અંશે ચઢિયતી હોય તે નવાઇ જેવું નથી.

ટુંકી વાર્તામાં અત્યંત આવશ્યક વસ્તુઓજ આવી શકે. એમાં કહેવાય થોડું પણ ઘણું સૂચન થઇ જાય. એ હર્ષમાંયે પરિણમે અને આંસુમાંયે પરિણમે. એમાં કંઇક આશ્ચર્ય પમાડે એવું, મનમાં ઘુમ્યા કરે એવું તત્વ હોયજ. વાંચનારની કલ્પનાને બળ આપે અને કંઇએક ઘટનાઓમાં એને દોડાવે. વસ્તુ મુખ્ય મુદ્દાને જ વળગી રહેનારી, ગુંચવાડા વગરની હોવી જોઇએ. અને પાત્રનું આલેખન એવું સુંદર હોવું જોઇએ કે વાર્તામાંના પુરુષો અને સ્ત્રીઓ આપણી નજર સામે જાણે ઉભાં રહ્યાં હોય. અને એને માટે વાર્તામાંનો સંવાદ સચોટ અને મધુર જોઇએ. નવલકથાના લેખકની માફક ભાષણો કરવાની અને નિબંધો લખવાની છુટ એને નહિ મળે. લેખક પાસે સંક્ષેપમાં કહેવાની છતાં સહજે સમજાય એવી ભાષામાં કહેવાની એવી શક્તિ જોઇએ કે જેથી વાર્તામાંથી માત્ર પાંચ લીટી કમી કરતાં પણ સામયિકના તંત્રીને કળાની વિરુદ્ધ કંઈ ગુનો કરતો હોય એવી ભીતિ રહે અને વાંચનારને એકાદ નાના ફકરા ઉપરથી પણ ઉતાવળે નજર દોડાવી જતાં સંકોચ થાય.

વિવેચકો ઘણી વાર નિયમોનાં કુંડાળાં બાંધી લેખકોને શિખામણ આપે છે કે તેઓ એ કુંડાળાંની બહાર જરાયે નીકળ્યા તો તેઓની લેખક તરીકેની કારકિર્દી ત્યાંથીજ અટકી સમજવી. સાહિત્યના વિધાયકો માટે જે વિવેચકો નિયમોના માળા ગુંથે છે તેઓજ ખરૂં જોતાં પોતાની કર્તવ્યતા વિષે મુઢ બની એ માળાથીજ પોતાને ગળે ફાંસો

નાખી પોતાની કારકિર્દિનો અંત નજીક આણે છે. નિર્માણ થયેલી કળાની કૃતિઓને સાદર નીરખ્યા પછી વિવેચક ભલે કહે કે અમુક નિયમોનું એમાં અનુકરણ થયું હશે. ખરૂં જોતાં કળાના કર્તાની કલ્પના પવનની માફક છૂટથી વિહરી શકે છે; કુદરતમાં જેમ જીવજંતુઓ અને વનસ્પતી અણધારેલાં ઉભરી આવે એટલી ઝડપથી અને વિવિધતાથી એની કલ્પના-ની ભઠ્ઠીમાંથી તણખા ઉડયાજ કરે ત્યાં એ તણખાઓએ અમુક વસ્ત્ર પહેરવાં જોઇએ અથવા અમુક ચાલ ચલવી જોઇએ એવા નિયમો શા! પંચમહાભૂતની હારે ચાલે એવી કલ્પનાના મ્હોંમાં લગામ કેમ નખાય! જે લેખકોની કલ્પનાના પ્રવાહમાં આપણે તણાયા જઇએ તેની સામે તો આપણે મુગ્ધ બની ઝોલા ખાઇએ. અને તેવી તમામ કસોટીની પાર ઉતરી ગયેલા લેખકો માટે પરીક્ષાયે નથી અને પરીક્ષકોયે નથી.

પરંતુ આ સંગ્રહ રા. વશીનો પ્રથમ પ્રયાસ છે. કસોટીએ ચઢવા માટેજ તેને વાંચનાર સમક્ષ મૂકવામાં આવે છે. ટુંકી વાર્તાના મહાન લેખકોની સાથે એકદમ સરતમાં ઉતરવા એ નામ નોંધાવતા નથી. ટુંકી વાર્તાના મહાન લેખકો હજી જ્યાં ગુજરાતી સાહિત્યમાં પાકવાના છે ત્યાં રા. વશીના જેવા પ્રયાસોની કિંમત માર્ગ તૈયાર કરવામાં, વચમાં નડતા ખાડાટેકરા અને ઝાડીઓ દૂર કરવામાં જેવીતેવી નથી. હજારો માનવ અનુભવોને ટુંકમાં સમેટી લેવાની શકિત, હાસ્યનો કિલકિલાટ અને દુ:ખનો અશ્રુપાત અને આપણા જીવનની સેંકડો શ્રેણી, રાયથી રંક સુધીની અને સંતથી હરામખોર સુધીની, એ બધાંને સમેટી લેવાની શકિત અને સાહિત્યકારની કૂટસ્થ દષ્ટિ આપણા ઉગતાં સાહિત્યમાં

માગતાંની સાથે દોડી આવે એવું બને ક્યાંથી! મરૂના રણ જેવાં હૃદય સમજવાની અને તે સાથે કાશ્મીરની કુંજ જેવાં હૃદયોને એકીસાથે સમજી લેવાની શક્તિ વરસાદની માફક આકાશેથી ઉતરતી નથી.

રા. વશીના આ પ્રયાસને તેથી હું બીજીજ દૃષ્ટિથી જોઉં છું. એમાં ઉર્મિ છે, દર્દ છે, આશા છે, સદ્ભાવ છે, અને એ વસ્તુઓ બીજા ઘણા લેખકોમાં છે એમ માનવાને હું ના પાડું છું. સડસડાટ હું એ સંગ્રહ વાંચી ગયો. મારે એની પ્રસ્તાવના લખવાની તેથી મારે એ ચોપડી વાંચવીજ જોઇએ એ વિચારે જે શરૂ કરેલી તે 'ઓ ખેતર!' વાળી વાત વાંચતાંજ હું ભૂલી ગયો અને એકી બેઠકે એક છેડેથી બીજા છેડા સુધી હું નીકળી ગયો. ત્યારપછી હું એ પુસ્તક ઉપર વિચાર કરૂં છું તો મને લાગે છે કે એમાં અહિંતહિં ઉણપો હોવા છતાં સંગ્રહે માત્ર હવે પછીને માટે આશા ઉત્પન્ન કરી છે એટલુંજ નહિ પરંતુ અહિંજ સ્થળે સ્થળે સફળતા પ્રાપ્ત કરેલી છે. ઓ ખેતર!, અદૃશ્ય જખમ, સ્વયંસેવક, પારસમણિ, અને કવિપત્નીની વાતો સુંદર રીતે લખાયેલી છે. એમાં હૃદયના વિવિધ ભાવોનું પરીક્ષણ થયેલું છે અને પાત્રનું ચિત્ર કલમ હાથમાં લીધા પહેલાં લેખક પોતે સંપૂર્ણ જોઇ લીધેલું એવું ભાન થાય છે.

બીજી વાર્તાઓને માટે આમ બેધડક કહી શકાય એમ નથી. 'પરિવર્તન' ઠીક લખાયેલી વાર્તા છે પરંતુ તેમાંનું પરિવર્તન અતિશય ત્વરાથી થઇ જાય છે. અને મનુષ્ય સ્વભાવમાં કેટલીક વખત ત્વરાથી પરિવર્તન થતુંજ નથી એમ એથી કહેવાનો મારો આશય નથી. પણ જ્યાં એ પ્રમાણે બને છે ત્યાં જે એકાદ અનુભવમાંથી મનુષ્ય

પસાર થઇ જાય છે તે અનુભવ હૈયાંને હચમચાવે એવો અને અગ્નિમાંથી તેને પસાર કરાવે એવાં પ્રાણબળવાળો જોઇએ 'પતિતપાવની' મૂળ મરાઠી ઉપરથી અને 'શરત' મૂળ અંગ્રેજી ઉપરથી લીધેલાં છે, અને 'જપ્તી અમલદાર' તથા 'અધિકારીનું માનસ' લેખકને સૂચિત થયેલાં છે. 'પતિત-પાવની' અને 'શરત' બન્ને વાતો ઉપદેશાત્મક થઈ જાય છે. અને વાતોમાં વાંચેલો ઉપદેશ મને ગળે સુધી પણ ઉતરી શકતો નથી. હકીકતમાત્રથી ભલે મને પરોક્ષ રીતે ઉપદેશ મળે. આ વિપુલ પૃથ્વીમાં અને આ માનવસંસારમાં અનેક કોટિના બનાવો અપરિમિત સંખ્યામાં બને જાય છે તેતેજ એકધારી રીતે કહી જવાને બદલે વાર્તાના લેખક મારી સમક્ષ નીતિના અને ધર્મના પઠો શા માટે વાંચવા જોઇએ ! તેમાં વળી 'પતિતપાવની'માં સરલાનો પતિ અરવિંદ મને ગધેડા જેવો લાગે છે. મારૂં કહેવાનું એમ નથી કે બધાયે પતિઓ ગધેડાઓ નથી હોતા પરંતુ આ અરાવિંદની બાબતમાં તો હું એને એમ પુછું કે "અલ્યા અરવિંદ ! તેં કેટલાયે મહિનાઓ અને વર્ષ સરલા સાથે ગાળ્યાં, તું તેનાં મન, હૃદય, વાણી અને વર્તનને હજારો વખત જોઇ ચૂકયો. નલિન તારા ઘરમાં રહેવા આવ્યા પછી પણ તું સરલાનું નિર્દોષ વર્તન જોઇ શકતો હતો અને તેમાં એક વખત બારણા પાછળથી તેં કંઇક સાંભળ્યું એટલે થઇ ચૂકયું ! તેમાં વળી સરલાને તો તેં હજી બોલતી સાંભળી નથી તેટલામાં તું ખૂન અને આપઘાતનો બકવાદ કરવા મંડયો." મને એમાં પાત્રના આલેખનમાં વાંધો જણાય છે.

પાત્રાલેખનમાં આમ મને કેવે કેવે ત્રુટિઓ જણાય છે. એ દૃષ્ટિએ મને 'અસ્વસ્થ ગૃહિણી,' 'જપ્તી અમલદાર' અને 'પર્યટન'વાળી વાર્તાઓમાં કંઇક ખોટ રહી જાય છે

એમ લાગે છે. પરંતુ એ સાથેજ આ સંગ્રહના સંબંધમાં ધ્યાન ખેંચે એવી બાબત એ છે કે એમા કેટલીક વાર્તા બીજી ભાષામાંથી લીધેલી છે અથવા સૂચિત થયેલી છે, જેની ચોખવટ ર. વશી નિખાલસતાથી કરી લે છે. છતાં જે ત્રણચાર વાર્તા મને ઘણી સારી લાગી છે તે વાર્તાના લેખકને ઘરમાંજ સાધન હોવા છતાં ઉધાર હાથ શા માટે લંબાવવો પડે છે એ પૂરું સમજાતું નથી. મારી પાસે ગાડીઘોડા ન હોવા છતાં બીજાની ગાડીમાં બેસતાં મને ગલગલિયાં થતાં નથી, પણ મારી પાસ એ સાધનો હોય તો બીજાની ગાડી તરફ હું ડાબે ઉાળેયે ન જોઉં. તો પછી ર. વશી સ્વતંત્ર રીતે સારી વાર્તા લખી શકે છે ત્યારે એણે મરાઠી, અંગ્રેજી અને હિંદી ઉપર શા માટે આધાર રાખવો જોઈએ. આમ સાહિત્ય બીજાના ઘરમાંથી ઉપાડી લાવવાથી આપણું દળદર મટવાનું નથી. ગુજરાતનાજ ગામડામાં અને શહેરોમાં આ છેલ્લાં દશ વર્ષમાં કંઇકંઇ બની રહ્યું છે. આપણને આંધળી જણાતી દેવી ઘટનાના ખડકો સામે કંઇ માથાં ફૂટી રહ્યાં છે, કંઇ નિશ્વાસો નખાય છે અને કારમાં રૂદન રડાય છે, ઘર અથવા ગામ જેટલા નાના ક્ષેત્રમાં કંઇકંઇ કરૂણ કથાઓ ભજવાઇ રહી છે. વળી હૃદયો કેવીકેવી આશાઓ સેવી રહ્યાં છે અને ઉલ્લાસ માણે છે. આપણા ઘર આગળ ગંગા વહી રહી છે તો પછી આપણે તરજુમા શા માટે કરીએ! દરેક સાહિત્યમાં તરજુમિયો કાળ થોડોઘણો હોય છેજ. પરંતુ આપણા સાહિત્યમાં એ બહુ લંબાયો. જે રીતે ગુજરાતમાં વિવેચન થાય છે તે રીત પણ આને માટે ઘણે અંશે જવાબદાર છે. ભાષાન્તર કરવાથી પણ ગુજરાતમાં સાક્ષર થઇ શકાય છે એ પરિસ્થિતિ શોચનીય છે.

જે જ્ઞાતિમાં રા. વશીનો જન્મ થયેલો છે અને જે જ્ઞાતિમાં એ બનાવ અગાઉ થોડાં વર્ષ પહેલાં આ પ્રસ્તાવનાના લખનારને પણ એ સુયોગ પ્રાપ્ત થયો હતો તે જ્ઞાતિના રીતરિવાજો અને લગ્નનાં કજોડાં વિષે લખતાં એમનું હૈયું જાણે તરફડાટ કરે છે. અને તેથીજ એ વિષય પરત્વેના આ સંગ્રહમાંની વાર્તાઓ વાર્તા તરીકે સફળતાથી લખી શકાઈ નથી. 'સમાજમાં' અને 'લગ્નનું એક સ્વરૂપ' એને ભાગ્યેજ વાર્તા કહી શકાય. એ માત્ર કેટલાક બનાવોનાં ઉતાવળે દોરેલાં ચિત્રોજ છે. અને એમાં લેખક પોતે વાર્તા લખે છે એ વસ્તુ ભૂલી જઈ જાણે જ્ઞાતિની પરિષદ્ મળી હોય તેમાં માચડે ચઢી ભાષણ કરતા હોય એવું વાંચનારને ભાન થાય છે. છતાં એમાં રા. વશીનો વાંક કઢાય એમ નથી. ડગલે ડગલે બળવો કરવાનું મન થાય એવી આ જ્ઞાતિ છે. અને ભાષણ કરવાની જેનામાં કુશળતા છે એવા મનુષ્યો આ જ્ઞાતિમાં ભાષણ કરવાની લાલસા સંતોષી શકે એમ છેજ નહિ. કારણકે એ વિષયજ દરિયા જેવો બહોળો છે. કહે છે કે વાદળ અનંત છે: આ જ્ઞાતિના નિંદ્ય રિવાજો વાદળાથીયે વિશાળ છે.

દેવા ભગતવાળી નાટિકા જે આ સંગ્રહને છેડે આવે છે તે પણ સૂચિત થયેલી છે એમ લેખક કહે છે. એ નાટિકા એકંદરે ઠીક છે. છતાં મારી સમજ પ્રમાણે હરિશ્ચંદ્ર જેવાં, યુધિષ્ઠિર જેવાં, દેવાભગત જેવાં પાત્રો નાટક કે નાટિકામાં હૃદયને સંતોષે એવી રીતે ઉતારવાં કઠિણ છે. એવાં પાત્રોને બહુ હૃદયમંથન થતું નથી. જે પાત્રોનો પુણ્યનો ઘડો ભરાઈ ચૂક્યો હોય તેવાં પાત્રોથી નાટકનું આવી બને છે. ઘણું પુણ્ય અને થોડું પાપ, થોડું પુણ્ય

અને ઘણું પાપ એવાંએવાં સંમિશ્રણવાળાં પાત્રોથીજ રસની જમાવટ થાય છે અને નાટકનો જોનાર તેવામાંજ દુન્યવી જીવનનું પ્રતિબિંબ જુએ છે.

સૌથી વિશેષ કરીને સંગ્રહના પાછલા ભાગમાં આવતી બે નિબંધિકાઓએ મારૂં ધ્યાન ખેંચ્યું છે. 'બે સંસ્મરણો' અને 'મનખો મેલ્યોરે' એ બે લેખોનાં વાંચનથી મને લાગે છે કે સાહિત્યમાં ઝંપલાવવા માટે લેખકને જે અધિકાર જોઇએ તે અધિકારની પાત્રતા રા. વશીનામાં છે. એવી શૈલીનાં લખાણો અંગ્રેજી સાહિત્યના સૌથી શ્રેષ્ઠ ગણાતા નિબંધોનું કંઇક ભાન મને કરાવે છે. એ લખાણોમાં કોઇક અવર્ણનીય દર્દની ધારા ચાલી આવે છે. અને ભાવો હૃદયમાંથી વહેતા જણાય છે. કહ્યા કરતાં જાણે કહેવાનું એમાં ઘણું બાકી રહે છે અને તેથી ઘણીયે ચગદાતી આશા, ઘણીયે નવી બંધાતી આશા, ઘણાયે હર્ષ અને શોકનો એમાં આછો વ્યંજનાત્મક પડઘો પડયા કરે છે. રડતાંરડતાં હસાય અને હસતાં રડાય એવા ભાવોનું એમાં ચિત્ર જોવામાં આવે છે. અને જો રા. વશી એ પદ્ધતિએ ભવિષ્યમાં લખ્યા જાય તો ગુજરાતી સાહિત્યમાં એમનો ફાળો કદી તુચ્છ નહિજ ગણાય.

કાળીદાસ લલ્લુભાઇ દેશાઇ.

ચાલુ સંજોગોને અનુસરી ભાવમાં ઘટાડો કરવામાં આવ્યો છે.

ઉંચ વર્ણના હિન્દુઓ માટે ખાસ ઉત્તમ સગવડ.

# જાહેર ચેતવણી.

**જો જો! આજકાલની નવીન જાહેર ખબરોથી ભુલથાપ ન ખાતા**

**આરોગ્ય અને ધર્મ સચવાય એવું એકકે અવાજે વખણાયેલું**

—: તમારું જુનું અને જાણીતું :—

## શ્રી અનાવિલ હિન્દુ લૉજ

એન્ડ




પોતાના અસલ ઠેકાણે રામજી બીલ્ડીંગમાંજ છે.

જમવા તથા રહેવાની ઉમદા સગવડ તેમજ ચા કૉફી, કોકો અને ટીફીનની ઉત્તમ ગોઠવણ માટે લોકપ્રીય થયેલું છે

માટે જમવાના પાસ લેતાં પહેલાં અમારું નામ જરૂર વાંચશો.

ચોખ્ખાઇ પ્રમાણિકપણું અને ઉત્તમ વ્યવસ્થા એ અમારો મુળ સિદ્ધાંત છે

એક વખતનો ગ્રાહક હમારા હંમેશનો ગ્રાહક બને છે, એજ હમારો મુદ્રાલેખ છે.

માલીક

## પાઠક ચંદ્રમણીશંકર જદુરામ

બુરાનપુરી ભાગળ, રામજી બીલ્ડીંગ—સુરત.

# પતિત પાવની

'નારી માતા, જગત ભરમાં દિવ્ય પૂજાર્હ નારી,

× × ×

નારી સામે જગત કલમે ચીતર્યાં કૈં ખુતાનાં,
મૂર્ખી, નીચી, હરામી, કપટ વિષય ખાણી, બધાંયે જૂઠાણાં.'

—પ્રો. બ. ક. ઠાકોર.

અરવિંદ—

જેની ફક્ત કલ્પનાજ કરી માંદગીનું બહાનું કાઢી ઓફિસમાંથી રજા લઈ ઘર આવ્યો, તે કલ્પના છેવટ સત્યમાં પરિણમી. કેટલાયે દિવસો થયાં આના અસ્પષ્ટ ભણકારા મારે કાને પડતા હતા, પણ મને થતું નલિન એ ભૂલ નહિ કરે. સરલાને હાથે કદીયે એવું અધમાચરણ નહિ થાય. પણ અરરર ! આજે મેં મારે સગે કાને એ સાંભળ્યું. સુહૃદ માટેની ઉચ્ચ કલ્પના અને પ્રિયતમા પરનો વિશ્વાસ બન્ને આજ તો નકામાં ગયાં.

નલિન! જે ડાળી પર તું બેઠો, તેજ તને કાપવાનું સઝયું! તારૂં દુઃખ ઓછું કરવા મેં તને અહીં આણ્યો ત્યારે એના બદલામાં તેં મારા હૃદયમાં હોળી સળગાવી અને સરૂ! તું? તેં આ શું કર્યું? એ નીચે બેફાટ શબ્દોમાં તારા પરનો એનો પ્રેમ જાહેર કર્યો તે તેં સાંભળ્યા કર્યું. તમારાં બન્નેનાં ખુન કરી શાંત થાઉં કે અત્યાર સુધીનાં મારાં નિષ્કલંક જીવનને એવુંજ નિષ્કલંક રાખવા આત્મઘાત કરી તમારો પાપમાર્ગ નિષ્કંટક કરૂં. શું કરૂં? મૈત્રી બાંધવી તે આવા દિવસો જોવા? પત્નીને પોતાની માનવી તે આ માટે! હરિ! હરિ! નવલકથામાંજ વર્ણવાતા પ્રસંગો મારે ઘર મારે જોવા રહ્યા.

પણ આ પ્રસંગ જન્માવ્યો તો મેંજ ને? હૃદયને છિન્નભિન્ન કરી નાખે એવો આ ઘા મેંજ મારી જાત પર કર્યો ને?

× × ×

'સરૂ! આ નલિનનો કાગળ વાંચ્યો? કેટલો હૃદયભેદક પત્ર છે! મને તો એના જીવન માટે યે શંકા રહે છે. કુમુદના મૃત્યુથી એને એવો કારમો ઘા થયો છે કે કદાચ એ વૈરાગ્ય પણ લઈ લે. પરમ દિવસે એને હું મળ્યો ત્યારે એની સ્થિતિ જોઇ મને તો રડવું આવ્યું.'

'તો થોડા દિવસ એને આપણે ત્યાં રહેવા બોલાવો ને?' સરૂએ ગંભીરતાથી કહ્યું.

'હં; હું એજ કહેવા માગતો હતો. આવતા શનીવારે હું એને અહીં તેડી લાવું. પાસેની રૂમ ખાલીજ છે. એ એને આપશું. આપણા સહવાસથી એનું દુઃખ ઓછું થશે અને

આપણને યે એનું સંગીત સાંભળવાનું મળશે. એના અહીં આવ્યા પછી બનશે તો હું યે એકાદ માસની રજા લઈશ. અરે! પછી મઝા પડશે!'

'એથી નલિનભાઇને કેટલું સુખ થશે એ તો પ્રશ્ન જ છે. છતાં આપણને તો એમની હાજરીથી મઝાજ પડશે. જરૂર એમને લઇ આવો.' પાસે પડેલાં વર્તમાનપત્રો ટેબલ પર ગોઠવતાં સરૂએ કહ્યું.

'પણ હજી વાત પુરી ક્યાં થઈ છે જે. તારા પર હું એક જવાબદારી નાખવા માગું છું અને મને આશા છે કે તું તે પાર ઉતારશે.'

'પણ શું તે તો કહેશો ને?'

'નલિનને ફરીથી લગ્ન કરવા તારે તૈયાર કરવો પડશે. સરૂ! નલિનને દુઃખમુક્ત કરવામાંજ આપણી ફરજ પુરી નથી થતી. આપણે એને ફરી સુખસાગરમાં તરતો મુકવો જોઇએ. મેં ગઇ કાલે એને લગ્નની વાત કરી ત્યારે એ ખૂબ ચીડાયો. પણ એ વિના એનું દુઃખ મટવાનું નથી અને જો એનું દુઃખ નહિ મટે તો ગુજરાત એક સુંદર ગવૈયો ખોશે. માટે એને ફરી લગ્ન કરવા તૈયાર કરવાનું કામ તારે માથે.'

'જે કામ કોઇથી ન થઇ શક્યું તે મારાથી શી રીતે થશે? એના દુઃખિત મનને હું શી રીતે પ્રફુલ્લિત બનાવી શકીશ.?'

'માફ કરજે, સરૂ! હું તારાં વખાણ નથી કરતો પણ પારકાંને પોતાનાં બનાવી એમને પોતાની મરજી માફક વાળવાનું અદ્ભૂત સામર્થ્ય તારામાં છે અને આથીજ

બધાં તારી પાછળ મરી ફીટવા તૈયાર છે. અને ખાત્રી છે કે આ કામ તું કરી શકીશ.'

'તમે બહુ ભાવનાપ્રધાન છો,' સરૂએ જરા હસતાં કહ્યું.

'તારી વાત ખરી છે. હું પુરૂષ છતાં ભાવનાપ્રધાન છું અને તું સ્ત્રી છતાં બુદ્ધિપ્રધાન છે. એટલેજ આપણો સંસાર આટલો સારો ચાલે છે ને ?'

'તો સારૂં', સરલાએ જતાં જતાં કહ્યું. 'મારાથી બનતો પ્રયત્ન હું કરીશ પણ એમ છતાં યે નિષ્ફળ થાઉં તો મારા પર ચીઢાશો નહિ.'

× × ×

બીજેજ શનીવારે હું નલિનને લેવા પુને આવ્યો. એનું શરીર દિવસે દિવસે કૃશ થતું હતું. અને એના ચ્હેરા પર નિરાશાની ભયંકર છાપ હતી. મેં એને મુંબઇ આવવા આગ્રહ કર્યો ત્યારે એણે ગાંડા માફક જવાબ આપ્યો–

'ભાઇ, મારે તો હવે મુંબઇ, પુના કે વૈભવસંપન્ન લંડન બધાંજ સરખાં છે: નિર્જન અરણ્ય જેવાં. મારી પ્રિયતમા જતાં હું હજી કેમ જીવી રહ્યો છું એજ મોટું આશ્ચર્ય છે. વિધિનો વિચાર મને વિરહાગ્નિમાં સેકવાનો લાગે છે. કુમુદ! કુમુદ! તું ક્યાં હઇશ? તને ક્યાં શોધું? અરવિંદ, મને મૃત્યુ કાં ન ભેટે!' પણ એટલામાં તો એનો કંઠ ભરાઈ આવ્યો ને એની આંખમાંથી આંસુઓ ગરવા લાગ્યાં.

'એમ નહિ, નલિન!' મેં એને સમજાવતાં કહ્યું. 'સ્થળાંતર કર્યા વિના તને ચેન નહિ પડે. વળી તારી સરૂએને તને લઈ આવવા ખાસ આગ્રહ કર્યો છે. કે નહિ તો તેના માનને ખાતર તારે આવવું પડશે. ગમે તેમ થાય પણ તને અહીંથી લીધા વિના હું જવાનોજ નથી.'

કેટલાયે કલાક માથાજીક કર્યા પછી હું એને મુંબઇ લઈ આવ્યો. એની આ સ્થિતિ જોઈ સરૂ પણ ગંભિર બની.

પાંચેક વાગે ચ્હા પીધા પછી અમે દિવાનખાનામાં બેઠાં હતાં ત્યારે મેં વાત છેડી, 'જો નલિન, બનનારૂં તે બની ગયું. હવે એનો ખાલી શોક શા માટે? તું નિરાંતે આનંદથી અહીં રહે. આ તારી સરૂબેન. તારે જ્યારે જે જોઇએ તે એની પાસે માગવું. ઘરમાં એક સરસ હાર્મોનિયમ છે. એના પર તું આખી રાત ને દિવસ વગાડયા કરશે તોયે અહીં કોઇને ત્રાસ થાય એમ નથી. ગમે તેમ કર પણ તારા પર સંગીતદેવીની જે કૃપા છે તેનો સદુપયોગ કર અને તારૂં જીવન નકામું વેડફી ન નાખ. તારે ફરી ન પરણવું હોય તો ભલે ન પરણતો. કુમુદનાં સ્મરણોમાં દિવસો કાઢ. પણ મારી વાત તો એટલીજ છે કે તું તારી ઉદાસીનતા છોડી આનંદી બન.' મારી આ આજીજીની એના પર અસર થઇ. એણે કહ્યું, 'અરૂ, તારો આ મિત્રપ્રેમ જોઈ મને મારી ઉદાસીન વૃત્તિ માટે શરમ આવે છે. પણ હું શું કરૂં! મારા અંતરની આગ હોલવાતી નથી. તોપણ તારે ખાતર હું બનતું કરીશ. મારા સુખ માટેની તારી આ મહેનત નકામી નહિ જવા દઉં.'

મેં ગંભીરતાથી કહ્યું, 'પ્રભુ તારા મનને શાંતિ અર્પે.'

પછી મેં સરલાને કહ્યું, 'સરૂ, આપણે બન્ને જુદાં નથી. જે ઉદ્દેશથી આપણે નલિનને અહીં લાવ્યાં છીએ તે પાર પાડવા મારા કરતાં તું વધારે કાળજી રાખશે એમાં મને શંકા નથી. તમારો બન્નેનો પરિચય ઓછો છે. પણ એથી સંકોચ રાખવાનું કારણ નથી. નલિન આપણે...'

સરૂ વચ્ચે જ બોલી ઉઠી, 'પતિનો મિત્ર તે પત્નીનો ભાઈ, નલિનભાઈ મને બેન ગણીનેજ રહેશે. હું મારાથી બનતી મારી ફરજ બજાવીશ.'

આમતેમના ગપ્પાંમાં થોડો વખત ગયા પછી મને યાદ આવતાં મેં કહ્યું, 'નલિન, સરૂને ગાવાનો થોડો શોખ છે. અને અહીં આવ્યા પછી એણે એમાં સુંદર પ્રગતિ કરી છે. કાં એકાદ સાંભળવું છે?

નલિને હકારમાં જવાબ વાળ્યો. સરૂએ થોડી વાર તો આનાકાની કરી પણ છેવટે હાર્મોનિયમ પાસે જઈ બેઠી અને ગાવું શરૂ કર્યું.

ગીત પુરૂં થતાંજ નલિને જરા ઉત્સાહપૂર્વક અવાજે કહ્યું, 'વાહ, ઘણું સુંદર!'

*

**સરલા—**

કોણ જાણે કેમ પણ નલિને મારા ગીતને 'ઘણું સુંદર' કરી વખાણ્યું. એ મને ન ગમ્યું. મેં અસ્વસ્થ દ્રષ્ટિથી એના તરફ જોયું. મને તરત લાગ્યું કે એ મારા તરફ ટીકી ટીકીને જોઈ રહ્યો હતો. મેં મારી દ્રષ્ટિ હાર્મોનિયમ તરફ વાળી અને તરત સુર બંધ કર્યો.

મને હાર્મોનિયમ બંધ કરવાની તૈયારી કરતી જોઇ નલિને કહ્યું, 'કાં બીજું એકાદ નહિ ગાવ. તમને ખરેખર ઇશ્વરી બક્ષિસ છે અને અભ્યાસ કરશો એટલે બહુ સુંદર ગાઇ શકશો.' એમણે કહ્યું, 'ચાલ એક ગાઇ નાખ' અને ઉમેર્યું, 'તમારા ગવૈયા લોકોની આજ પંચાતને! હજાર વખત કાલાવાલા કરીએ તોપણ તમારા ધ્યાનમાં તો એ વિનતિ આવેજ નહિ. ચાલ ગાઈ નાખ.'

મારા પરનો આ ભાર ઉતારવા મેં ધીમેથી સૂચવ્યું, 'નલિનભાઈ એક ગાય તો પછી હું ગાઉં.'

'હા, હા. એ વાત ખરી. નલિન, તું ગા પછી એ ગાશે,' એમણે કહ્યું.

નલિને મારી પાસેથી હાર્મોનિયમ લઈ ગાવાનું શરૂ કર્યું. છેલ્લા બે મહિના થયા એને ગાવાનો અભ્યાસ નો'તો એટલે પહેલાં તો જરા એનો અવાજ કર્કસ લાગ્યો. પણ થોડીજ વારમાં એનો મધુર સ્વર અમારા ઓરડામાં ગુંજી રહ્યો. અને અમે એમાં તલ્લીન થઈ ગયાં.

ગીત પુરૂં થયે નલિનની મેં મુક્ત કંઠે પ્રશંસા કરી અને નકામા શોકમાં મગ્ન રહી આવી સરસ ઇશ્વરી બક્ષિસ ન ડૂબાવી દેવાની વિનતિ કરી. ક્યાં તો મારી આ પ્રશંસાથી અથવા ગાવા તરફ એનું લક્ષ વળવાથી એણે બીજાં બેત્રણ ગીત ગાયાં. અને છેવટ મારો પ્રિય રાગ 'સારંગ' ગાઇ સંભળાવ્યો.

અંધારૂં ઘણું થયું હતું એટલે અમે બહાર જવાનું માંડી વાળ્યું અને હું રસોડામાં વાળુની તૈયારી કરવા ગઈ. રસોઇ કરતાં કરતાં યે મારા કાનમાં ગુંજી રહેલાં એ મંજુલ સંગીતનું હું અનુકરણ કરવા પ્રયત્ન કર્યા કરતી હતી. રાતે એમણે કહ્યું, 'કેમ જોયું ને? નલિનને અહીં લાવવામાં કેટલો ફાયદો થયો?'

મને યે આજે અજબ ઉત્સાહ આવ્યો હતો એટલે મેં કહ્યું, 'આમને આમ ચાલશે તો હું થોડાજ દવસમાં એને ફરી લગ્ન કરવા તત્પર કરીશ.'

'મારે એજ જોઇએ છે. વળી એ એક મહાન ગવૈયો થવાનો છે અને તે વેળા જ્યારે એનું જીવનચરિત્ર

લખાશે ત્યારે એમાં તારાં કામનો ગૌરવપૂર્ણ ઉલ્લેખ કરવામાં આવશે.'

એમના આ સ્તુતિપુરાણ તરફ દુર્લક્ષ્ય કરી મેં કહ્યું, 'પણ ખરેખર! નલિનભાઇ ગાય છે ઘણું સુંદર.'

× × ×

ઓ પ્રભુ! કેવો ચમત્કારિક પ્રસંગ! જે સંકટનો મને સ્વપ્ને યે ખ્યાલ નો'તો તેજ સંકટ મારી સામું આવી ખડું થયું. શીલવતી સ્ત્રીઓ માટે જગત એટલે કાંટાની જાળજ કે? એ બિચારી જરા દુર્લક્ષ્ય કરે એટલે એના માથા પરજ ઘા કરવો. પુરૂષની ભૂલનું પ્રાયશ્ચિત પણ એને ભોગવવાનું અને પોતાનું તો જાણે એને ભોગવવાનું હોયજ.

નલિનને અહીં બોલાવવામાં ભૂલ કરી કહેવાય કરી હોય તો એ માટે જોખમદાર કોણ? એ! ના. પોતાના પ્રિયજનો માટે જાન પણ જતો કરવાની એમને તો મૂળથીજ ટેવ છે. નલિનની પત્ની મૃત્યુવશ થતાં નલિનને જીવન અકારૂં થઈ પડયું. એટલે એના જીવનને ફરી રસમય બનાવવા એ તૈયાર થયા એમાં ખોટું શું? પત્ની તરીકે મેં એમના આ કાર્યમાં સંમતિ આપી. એમાં મેં શું ખોટું કર્યું? અને અમારા આગ્રહને વશ થઇ નલિન અહીં આવ્યો એમાં એણે યે શું ભૂલ કરી? એટલેજ ધીમે ધીમે મને લાગે છે કે કેવા વિચિત્ર સંયોગ પેદા થયા.

મને સંગીતનો શોખ છે. શોખજ નહિ વ્યસન છે. અને કોઈ પણ વ્યસન માણસને નાદાન બનાવી જગતમાં એના ફજેતી કરાવે છે. મારી પણ એજ સ્થિતિ થઈ. નલિનના સંગીતથી હું મોહિત થઈ અને એમાંથીજ આ બધાં સંકટો જન્મ્યાં.

બપોરે એ ઑફિસ ગયા ત્યાં સુધી તો મને કંઈ ન લાગ્યું. એ ગયા ને હું ને નલિન બેજ ઘરમાં છીયે એ વિચાર મને જરા ખુંચ્યો એટલે કામ આટોપી પડોશે ગઈ. બપોરે બે વાગે ઘરમાં આવી નલિનને ચ્હા પાઈ. વળી પાછી એક સખીને ત્યાં ગઈ. અને સાંજે એ આવ્યા એટલે તો અમે ત્રણેયે ભેગાં થઈ સંગીતની મઝા લુંટી.

દિવસે દિવસે નલિનની તબીયત સુધરતી ગઈ અને મારો યે ક્ષોભ ઓછો થતો ગયો એટલે બપોરનો વખત હું એની પાસે સંગીતનું શિક્ષણ લેતી. વાતમાં ને વાતમાં એક દિવસ મેં એને ફરી લગ્ન કરવા વિનતિ કરી. એણે ગંભિર થઈ કહ્યું, 'બહેન, કુમુદ પરના મારા પ્રેમનો કોઇને ખ્યાલ આવી શકે એમ નથી. એના વિના બીજી કોઇ પણ સ્ત્રીને મારા હૃદયમાં સ્થાન મળી શકે એમ નથી. એ સિંહાસન કુમુદનુંજ હતું અને કુમુદનુંજ રહેવાનું.' આ સાંભળી એના એકપત્નીવ્રત માટે મને માન ઉત્પન્ન થયું. અને મને થયું કે આવો પવિત્ર પ્રેમ અખંડ અને નિર્મળ રહે એજ સારૂ. પણ એ રોજ કહેતા, 'જોજે તારી ફરજ યાદ રાખજે. એને ફરી પરણાવવા તૈયાર કરવાનો છે, હં.'

આમ દિવસે દિવસે એની તબીયત સુધરતાં એનો શોક ઓછો થતો ગયો. મેં એક વખત આ વાત માટે સહજ ઈસારો કરતાં એણે કહ્યું, 'બહેન, આ બધું તમારા પ્રેમાળ સ્વભાવનું પરિણામ છે. એને લીધેજ હું મારૂં દુઃખ ભૂલતો જાઉં છું. મને સ્વપ્ને યે ખ્યાલ નો'તો કે કુમુદને હું એક પળ પણ વિસરી શકીશ. પણ હમણા હમણા તો હું એને યે ભૂલતો જાઉં છું. અરવિંદ કહે છે

એમાં કાંઈ ખોટું નથી. તમારામાં કૈં જાદુ છે.' છેલ્લું વાક્ય સાંભળી હું શરમાઈ અને હિંમત કરી ત્યાંથી એકદમ ઉઠી ગઇ. નલિને આ વખતે કૈં નિરાળીજ નજરે મારા તરફ જોયું.

× × ×

સંગીતલુબ્ધ હરણને છેવટ પારધીના તીક્ષ્ણ બાણથી ઘવાવું પડે છે. ખરૂં ને ! મારી ગે એજ સ્થિતિ થઇ. એમાં નવલ શું !

નલિનની આંખો વધારે ને વધારે વિકારી થતી જાય છે. થાય છે કે જાણે એને ધૂતકારી કાઢું. એમની વર્તણુકમાં પણ કૈંક ફેરફાર થયો છે. ઘડીમાં કહે છે, 'નલિનની સરભરા કરતાં તું કંટાળી લાગે છે. પણ હવે એ કેટલા દિવસનો મહેમાન ! એ કંઇ આપણે માટે બેસી રહેવાનો છે. એના પર તો રોજ તેડવાના કાગળો આવે છે.' વળી તરતજ કહે, 'તારો તો તારા નલિનભાઈ સાથે બપોરનો વખત બહુ આનંદમાં જતો હશે. નસીબદાર લાગો છો. મારા જીવ પર થાય એટલી મઝા કરી લો.' છેલ્લું વાક્ય બોલતા બોલતાં એમની દૃષ્ટિ જરા ભયંકર બનતી. જગત કે નલિન એ જોતું કે જાણતું નહિ. પણ મને તો એ દૃષ્ટિ સદા બાળતી.

પુરૂષોને માટે અતિ ત્રાસદાયક એવી શંકા એમને બાળી રહી હતી અને તેજ પ્રમાણે પુરૂષને પશુથી યે નીચ બનાવનાર વિકાર નલિનના મનમાં જન્મ્યો હતો. આ બે અગ્નિમાં મારી હોળી થઇ રહી છે. ઓ પ્રભુ ! આ તે કેવું સંકટ !

નલિન, તારે માટે એમણે કરેલી કાળજી અને મિત્રતા સ્મરી તું આ વિકાર નહિ જીતે કે ? પ્રિયતમ ! તમે યે

મારૂં હૃદય પારખી આ તમારા મિત્રને વધુ નહિ કરો કે? અને હું આમ ગભરાઉં કેમ! મારો અતિશય વિનયી સ્વભાવ અને મુગ્ધતા એ બેજ આ માટે જોખમદાર બન્યાં ને?

વિકારી નલિન! અને શંકાશીલ પતિરાજ! આપ ગમે તેમ કલ્પના કરો પણ મારા મનમાં કદી પાપવિચાર જન્મ્યો નથી. મારો પતિપ્રેમ નિર્મળ છે, અખંડ છે.

*

નલિન—

એકજ વિચાર મગજને ચકડોળે ચઢાવે છે. સરૂ! તું કેવી સુંદર! કેવી પ્રેમાળ અને કેવી અનુપમ! મારી મનની વ્યથા તને કહી નાખું કે? પણ હું જ મૂર્ખો ને! મારા મનની વાત મારી હૃદયેશ્વરી નહિ જાણતી હોય એ કેમ બને!

સરૂ! તું મારો પ્રેમ નકારશે તો પણ તું મને ચ્હાય છે એ નિર્વિવાદ છે. તું પરણેલી છે એટલેજ તું તારો મારા પરનો પ્રેમ જાહેર કરતાં શરમાય છે. ગાંડી! તારા હૃદયમાં થતી ગડભાંજ હું જાણી શકયો છું.

મારી સરૂ! કેટલી સુંદર! કેવો સરસ અવાજ! ખરેખર વિધાતા તેં આ રમણીરત્ન સરજીને તારી સર્જન-કલાને ધન્ય બનાવી છે.

લગ્ન! કેવો વિચિત્ર રિવાજ! મારી હરણી મારીજ સન્મુખ જાળમાં પડી છે. અરવિંદ! તું મારો મિત્ર છે એ વાત ખરી પણ મારે ન્યાયને ખાતર કહેવું જોઇએ કે આ રત્ન માટે તું નાલાયક છે. હવે તો હું સરૂનો ને સરૂ મારી. ફક્ત સ્વાભાવિક લગ્નજ અમારી વચ્ચે આવે છે. પણ આ લગ્નના બંધનનું શું? પણ જ્યાં એકબીજાનું મન મળે

ત્યાં બેચાર પેટભરા બ્રાહ્મણોએ કરાવેલા સંસ્કાર શા કામના? પ્રેમના સામ્રાજ્યમાં બધુંજ મંગળ અને પવિત્ર. જગત ભલે ગમે તેમ કહે, પણ અમારી વર્તણુક વાસ્તવિકજ છે. પણ સરલા માનશે! ના રે! એ મારી આજ્ઞા ઉથાપી શકે એમ છેજ નહિ!

આવી મારી એ પ્રેમમૂર્તિ ચ્હાનું પૂછવા આવી. આજ તો એની આગળ મારૂં મન મોકળું કરૂં.

× × ×

'નિર્લજ્જ!' મારો હાથ ખસેડી નાખતાં સરલાએ કહ્યું, 'તું ભાનમાં છે?'

પણ હું તો પ્રેમની મદિરામાં મગન બન્યો હતો એટલે એના તિરસ્કારની દરકાર કર્યા વિના બોલ્યો, 'સરૂ! હું કહું છું તે સાંભળ. ખોટા તિરસ્કારથી પ્રેમજ્યોતિને ઝાંખી પાડવા પ્રયત્ન ન કર.' આ સાંભળી તો એ વધારે ચીઢાઈ.

'બેશરમ! કયા શબ્દોથી તારો તિરસ્કાર કરૂં! જો તને કુતરો ગણી હાંકી કાઢું તો એ બિચારાની નીમકહલાલીનું અપમાન થાય. નીચ તું જા! અહીંથી ચાલ્યો જા!

મેં હાથ જોડી કહ્યું, 'ત્યારે તેં આટલા દિવસ પ્રેમ બતાવ્યો તે વ્યર્થજ કે? તેં મારા સુખ માટે આટલો બધો યત્ન કર્યો તે નકામોજ કે? મારા પર તું મોહિત નથી થઈ? સરૂ! તારા હૃદયના ખરા ભાવ શા માટે છુપાવે છે?

સરલાએ ભયભીત દૃષ્ટિએ આમતેમ જોયું. આજુબાજુ કોઇ નો'તું. ને મારા ઓરડાનાં બારણાંને મેં સાંકળ મારી હતી.

થોડાક વિચાર કર્યા પછી એ બોલી, 'મારી પવિત્રતા અને મારા પતિની આબરૂ અને મારી બેફામ મનોવૃત્તિ

શાંત કરવા માટે મારે શાંતપણે વિચાર કરવો પડશે. નલિન, તું સામી ખુરસી પર બેસ.' હું અહીં બેસુ છું કહી એણે એક ખુરસી ખેંચી અને એના પર બારણાં પાસે બેઠી, ને હું મારી આગળ બેઠો.

મને આમાં ખાસ સમજણ ન પડી. પણ મારી આશા નિરાશામાં નહિ પરિણમે એમ મ્હને લાગ્યું.

*

અરવિંદ—

કેટલા વખત થયાં હું અહીં આવ્યો છું પણ બેમાંથી એકને યે ખબર પડે છે ? કરો મઝા, થાય એટલી કરી લ્યો. તમારો આ નગ્ન નાચ બતાવવા બારણું ખુલ્લું રાખ્યું છે એટલી મહેરબાની. નલિન મારો મિત્ર ને સરલા મારી પત્ની.

નલિન સસ્પૃહ દૃષ્ટિથી એને જોઇ રહ્યો છે અને એ સાધ્વી બાઇ નીચું જોઇ બેઠાં છે. છેવટે નલિને એનો પ્રેમ જાહેર કર્યો અને એણે સાંભળ્યા કર્યું. મને થયું કે હવે એ બન્ને પરસ્પરને આલિંગન દેશે એટલે મેં મારી નજર ત્યાંથી પાછી ફેરવી. ફક્ત કાન નાઈલાજે એ તરફ રાખ્યા. સામેના કઠેરામાં બે સ્ત્રીઓ ઉભી ઉભી કૈં ગુપચુપ વાત કરતી હતી. એઓ મને જોઈ હસવા લાગી. ખરેખર ! અંદરના ઓરડામાં પત્ની મિત્ર સાથે પ્રેમાલાપ કરતી હોય અને પતિરાજ જાણે બહાર ઉભા હોય. જગતને હસવા માટે આથી સુંદર બીજો કયો પ્રસંગ મળે ?

એવામાં સરલાનો અવાજ આવવા લાગ્યો. ઇચ્છા નો'તી છતાં શબ્દો કાનમાં પેસવા લાગ્યા. 'નલિનભાઈ, એક વખત તમે કુમુદના પતિ, અરવિંદના મિત્ર અને તમારી સન્મુખ બેઠેલી અસહાય અબળાના ભાઈ હતા પણ અહીં

અમારી સુંદર સેવાથી તમે પિશાચ બન્યા. તમે અત્યારે કેવા નીચ અને ભયંકર લાગો છો એની તમને કલ્પના નહિ હોય. હું તમને તમારૂં મ્હોં અરીસામાં બતાવું એટલે તમને ખ્યાલ આવશે.' એમ કહી ઓરડામાં ટાંગેલો મોટો અરીસો લાવી એણે નલિન સામો ધર્યો અને કહેવા લાગી, 'વિકારવશ રૂપમાં માણસ પોતાનું મ્હોં અરીસામાં જુએ તો જરૂર એને પિશાચનો ખ્યાલ આવે. જુઓ ! નલિનભાઇ, એમાં તમારૂં મ્હોં કેવું દેખાય છે. કુમુદના વિરહથી પીડાતો નલિન એમાં દેખાય છે કે? એના સિવાય બીજા કોઇને મારૂં હૃદય નહિ મળે એવો બકવાદ કરનાર એમાં દેખાય છે? અરવિંદનો મિત્ર એમાં છે કે? નહિ! ત્યારે એમાં કોણ દેખાય છે? મારા સામું ન જુઓ. અરીસા સામું જુઓ. તમારૂં એ કદરૂપું મ્હોં તમને જોવા નથી ગમતું તો મારી શી સ્થિતિ થઇ હશે? એનો ખ્યાલ કરો? આવી પૈશાચિક વૃત્તિ પર હું મોહ પામીશ એમ તમે માનતા હતા કે? તમારામાં આટલી બધી પૈશાચિક વૃત્તિ છે એવી ખબર હોત તો તમને અહીં લાવવાજ ન દેત. અમે તમને દેવ ગણતાં હતાં પણ તમે તો પત્થર નીકળ્યા. અત્યાર સુધી એમ માનતી હતી કે પતિનો મિત્ર તે પત્નીનો મિત્ર હોય છે પણ તમે નવું શીખવાડયું કે એ એનો દાવાદાર પણ થઈ શકે છે. બીજું એક સત્ય પણ શીખવ્યું કે પતિના વિરહથી રીબાઈ રીબાઈ મરનારી અનેક વિધવાઓ હોય છે પણ પત્નીના વિરહથી બળનારા અને આખી સ્ત્રીઆલમને માતા કે બહેન સમી ગણનાર વિધુર હજારમાં એક પણ હોતો નથી. નલિનભાઈ, પશુ પણ પોતાના માલિકને નિમકહલાલ થવા ઇચ્છે છે. તમારા આ દિવ્ય

રૂપને હજારો નમન. સંગીતકળા વિશારદ, હવે સિખાવો.' આટલું કહી અરીસો નીચે મુકી ઝડપથી બારણું ઉઘાડી એ બહાર નીકળી ગઈ.

નલિનને આથી કેટલું લાગ્યું હશે એ તો એ જાણે પણ હું તો ઝણઝણી ઉઠયો. નજરથી દૂર હોય એવાને પગે કેમ પડાય? આનો મને પુરેપુરો ખ્યાલ આવ્યો. મારાથી તો એ બાજુ હવે જોવાતું યે નો'તું.

થોડીવારમાં બારણું ઉઘડ્યું અને કાળો પડી ગયેલો નલિન ચોરને પગલે નીચે ગયો. એણે મને ન જોયો પણ હું તો એના તરફજ જોતો હતો.

પછી હું ફરીને ઉપર ગયો. સરલા તેજ વખતે અંદરના ઓરડાનું બારણું ઉઘાડી બહાર જોવા લાગી ને નલિનને બદલે મને જોઈ તરત બહાર આવી

તેની આંખ સામું જોવાનું મારામાં સામર્થ્ય નો'તું. એણે વાંકા વળી મારા મ્હોં તરફ જોયું અને મારૂં ઓશીયાળું મ્હોં જોઈ બોલી,

'આધ્યે ઓથેલો.'

કેવો માર્મિક શબ્દપ્રહાર !*

---

* મૂળ મરાઠી.

# ઓ ખેતર!

તે પુરાણા સમડીનાં ઝુંપળાં પાસે ભાણાપટેલ આજ ઊભા હતા. એમના હૃદયમાં આજ કાંઈ ઊંડું કોતરાતું હતું ને એમની નસેનસમાં આજે તનમનાટ થતો હતો. જોનારને જરા વારમાં વિશ્વાસ ઉત્પન્ન કરે એવી એમની માયાળુ આંખોની પાંપણો આજે ભીની થઈ હતી. માલિક તરીકે એ ખેતર પર આજે એમને છેલ્લી નજર કરવાની હતી. એમના ભુરીઆ બળદની જોડ સાથી વિના પણ એ ખેતરે સીધી ચાલી આવતી ને પોંકની મોસમમાં નિશાળ છુટે મકન ભાણીને લઈ સોબતીઓ સાથે દોડયો આવતો. એ વખતનો આનંદ પટેલથી વિસરાય એમ નો'તો. પેલો બાવળ, પેલું માળો બાંધવાના કામમાં આવતું ગુંદીનું થડ, પેલો નિશાનીનો પત્થર ને પેલું બેચાર પત્થર ભેગા કરી ભાણીએ બનાવેલું દહેરું કાલથી એનાં નહિ. પટેલથી આ સહન નો'તું થતું.

પટેલ એ જમીનને ચહાતાં શીખ્યા હતા, એટલે આજે જોતાં ધરાતા નો'તા. જવા મન કરતા પણ સમડીનાં

મુંખાંએ પોતીકું તાણ્યું હોય એમ ઊભા રહ્યા. "બાપુ, ચોક ક્યાં ખાશું!" એમ બોલતાં હોય તેમ મકન ને ભાણી યાદ આવ્યાં અને એ વિચારમાંજ એમનું હૃદય ચીરાવા લાગ્યું. દુ:ખની પરંપરાએ ન રડનાર પટેલ આજ રડયા.

પટેલ હજી રડત, રોવાની અનેરી મઝા માણત, ખેતર આગળ હૈયું ઠાલવત અને પરાણે એને વેચવું પડે છે એમ એને બતાવત. પણ એવામાં સાદ આવ્યો, "અલ્યા ભાણા! અહીં શું કરે છે? એ ખેતર તો હીરાશાને વેચ્યું ના!"

રામાપટેલ રોજની વાત કરવાની ઢબે વાત કરતા હતા, પણ એમને ખબર નો'તી કે ખેતર વેચવાના વિચાર કરતાં યે ભાણાપટેલની નસેનસ આજે ખેંચાતી હતી.

ખેડુતોના ગામમાં એકાદ વાણીઓ નાનાં શહેરમાં રહેતા અંગ્રેજ અમલદાર જેટલુંજ કમાય અને તેવાજ દમામથી રહે. હીરાશા એટલે એકના પાંચ કરી, ખેતરો સસ્તાંમાં રાખી ખેડુતોને છ્યોક લુટનાર શાણો (!) માણસ. ગામમાં એનું સ્થાન ઉંચું હતું. વેચાતું દુધ કે શાક એને લેવું નો'તું પડતું, અને એની સાથે શુક્રાચાર્ય સમા એના મામા યે પૂજાતા. 'જ્યાં સુધી સહકારી મંડળીના લાભો ખેડુતો સમજતા થયા નથી ત્યાં સુધી વાણીઆઓ જોહુકમી ચલાવતા રહેવાના નથી,' એમ ગામની શાળાના મુખ્ય શિક્ષક ઘણીવાર ગણગણતા.

પટેલે આંસુ લુછ્યાં. ગયા વગર છુટકો નો'તો તેમણે ચીરાતે હૈયે ફરી એકવાર ખેતર તરફ નજર કરી. એવામાં રામાપટેલ આવ્યા. રામાપટેલનું આયુ ચાર કુંડી નીચે કુદી ગયું હતું, છતાં તેઓ યુવાન હતા. યુવાનો એમની

સાથે ચાલી શકતા નહિ કે એમના જેટલું કામ કરી શકતા નહિ અને અત્યારે તે એમના માથા પર લાંબી વારનો મોટો ભારો હતો. તે બધી રીતે સારા હતા પણ એમનામાં એક ખોડ હતી કે એમના જેવા જુના જમાનાના માણસોને નોતી લાગતી. પુરાણા રીતરિવાજોને સમજ્યા વિના અનુસરવામાં પટેલના ધર્મની વ્યાખ્યા સમાતી હતી.

'કેટલે વેચ્યું, વીસ વિંઘાનું હતું ના?'' શામાપટેલે પૂછયું ને હજી બોલત પણ એવામાં એમણે ભાણાપટેલની આંખો ભીની જોઈ ને બોલ્યા, "પણ હેં અલ્યા! તારી આંખો ભીની કેમ?"

રૂદનમાં પણ હાસ્ય બતાવવાના નવા સંસ્કૃતિશાસ્ત્રનો અનુભવ આજે ભાણાપટેલને લેવો પડયો ને બોલ્યા, "ના રે, એ તો સહેજ ઝાંખરૂં લાગ્યું." પટેલ બોલ્યા તો ખરા, પણ શબ્દો ધ્રુજતા હતા.

જે ખેતરના પાંચ હઝાર ઉપજત તે ખેતરને આજે બે હઝારે વેચવું પડયું. પટેલ એટલે મુર્તિમાન ભોળપણુ ને સાલસાઇ. પટેલ ઠગાયા. એને દ્રવ્યની જરૂર હતી. દેવીને આ વર્ષે પરણાવ્યા વિના ચાલે એમ નો'તું. કુળ ઉંચુ હતું એટલે નીચામાં કંઇ કન્યા દેવાય? ભલે પૈસા જાય, ભલે ઘરબાર ગીરો મુકવાં પડે, પાછી છો ખાવાનાં વલખાં મારવાં પડે પણ કન્યા નીચાને ઘેર તો ન દેવાય. ઉંચા કુળનો અભણ કે દરેક રીતે અયોગ્ય વર, સાધારણ કુળના, ઉચ્ચ ચારિત્ર્યવાન, દરેક રીતે યોગ્ય વર કરતાં સારો, એ માન્યતા જ્યાં સુધી મટવાની નથી ત્યાં સુધી આ સ્થિતિ બદલાવાની આશા રાખવી એ પત્થરને દોહી દુધ મેળવવાના યત્ન કર્યા જેવુંજ છે.

રસ્તે ચાલતાં રામાપટેલે, હીરાપટેલે ઉંચા કુળમાં કન્યા આપવા માટે એકનું એક ખેતર વેચેલું; મકાપટેલે એ માટે પત્નીનાં ઘરેણાં વેચેલાં; ત્રણ દિવસ જુદું ઘી વાપરવા માટે ક્શનપટેલે સાત વીઘાં જમીન ને પાણીદાર ઘોડી વેચેલી; વગેરે જુની વાતો રસભર રીતે કહી. આ સાંભળતાં પટેલ ખેતર વેચવાથી થતું દુઃખ ભુલ્યા. 'જમે તેમ થશે પણ દેવી ઉંચા કુળમાં પરણશે. ગામમાં કેટલું સારૂં ગણાશે.' એ વિચારો પટેલને આવવા લાગ્યા અને ગામ આવતાં તો એ વાતે પટેલના મગજના એકાદ ખુણે જડ પકડવા પ્રયત્ન કર્યો.

નિશાળના શિક્ષકનો છોકરો પાઠશાળાઓમાં રજાઓ હોવાથી ત્યાં આવ્યો હતો. ફક્ત ઉચ્ચ કુળની લાલસા માટે પટેલે ખેતર વેચ્યું એ એને ઠીક ન લાગ્યું. વળી દેવીના ભાવિ પતિને એ ઓળખતો હતો. એટલે એણે પટેલને સમજાવવા વિચાર કર્યો ને પોતાના પિતાને એ વાત કહી. માસ્તરને આવા ઘણા અનુભવો ઘણી વાર થયા હતા એટલે એણે પુત્રને સમજાવ્યું કે એ બધું પત્થર પર પાણી. પણ યુવાનીનું ઉષ્ણ લોહી એ યુવાનની નસોમાં ઉછળતું હતું. નિરાશા હજી અનુભવી નો'તી એટલે જવા વિચાર કર્યો.

ચાંદનીમાં ભાણાપટેલ ચોકમાં ખાટલો નાખી નીરાતે હુકો તાણતા હતા. પટલણ ઢોરને કડબના બેચાર પુળા નાખવા નાની ભાણીને ફાનસ સાથે લઇ કોઢમાં ગયાં હતાં. મકન એક બાજુએ પડયો પડયો 'માધવ તેનો દીકરો સેવા કરે અમાપ' ગાતો હતો ને દેવી સ્હવારના વલોવવાનું હોવાથી તેની તૈયારી કરતી હતી

એવામાં ફળીયાંનું કુતરૂં ભસ્યું ને દેવીએ ફાનસ ઉંચું કર્યું.

"એ કોણ ?" પટેલે પૂછ્યું.

'એ તો માસ્તરકાકાના ઈંદુભાઇ", દેવીએ જવાબ વાળ્યો. શબ્દોમાં મધુરતા હતી ને તેના કરતાં યે વધારે નિખાલસતા હતી.

"અહો ઈંદુભાઇ ! આવો, આવો." કહેતા પટેલ ઉઠયા ને દેવી પાસે ગોદડું ખાટલા પર નંખાવ્યું. "જો મકન, આ માસ્તરકાકાના ભાઇને ઓળખે કે ? જા, તમાકુ-પાતરાંનો દાબડો લઇ આવ; નહિ તો રહેવા દે. એ ભણેલાઓ તો બીડી નહિ પીએ. દેવી ! શેરેક દુધ ઉનું કરી લાવ. એલચી નાંખજે, હં." આ બધો વખત ઈંદુ ના કહે જતો હતો પણ પટેલોની સ્વાગત કરવાની રીત તો સર્જનજુની જાણીતી છે.

દેવી દુધ ઉનું કરી લાવી ને ઈંદુ પીવા મંડયો. એને કૈં અનેરો આનંદ થતો હતો. એવામાં પટલણ ને દેવી રૂ પીંખવા પડોશે કાશીપટલણને ત્યાં ગયાં, એટલે ઇંદુએ વાત ઉપાડી.

"પટેલકાકા ! તમારે જમીન તો પચાસેક વિંઘાં હશે, નહિ વારૂ ? આવક કેટલીક આવતી હશે ?"

પટેલને ગઇ ગાથા પાછી યાદ આવી અને મુખ પર છાયા પથરાઇ. એવામાં દેવી હવે સારે ઘેર પરણશે એ વિષય પર પટલણને રસભેર વાત કરતાં સાંભળી, એટલે વળી એમને આનંદ થયો પણ એ છાયા તરત તો ન પલટાઈ.

"ભાઈ, પહેલાં તો સો વિંઘાં ઉપર જમીન હતી. પણ જુદા રહ્યા એટલે એમાંથી અડધી થઈ, વળી તેમાંથી થોડી દેવાં પેટે ગઈ એટલે સત્તાવીસેક વિંઘાં રહી ને એમાંથી યે વીસ વિંઘાંનું સાટું ગઈ કાલે કર્યું."

"પૈસાની બહુ જરૂરીઆત પડી હશે ?"

"હા, ભાઈ. જુઓને આ દેવી બાર વર્ષની તો થઈ. અમારી ન્યાતમાં એવડી છોકરી તો ક્યારનીયે પરણી હોત. પણ આ તો આપણી સ્થિતિ આવી એટલે રહેવું પડયું."

"પણ દેવીબ્હેન ક્યાં મોટાં છે ? અમારે ત્યાં તો સત્તર અઢાર વર્ષે છોકરીઓ પરણે. કોઈ તો વીસ વર્ષની યે થાય."

"ભાઇ, એ તો તમે બધા ભણેલાઓ એવા. બેત્રણ છોકરાંની મા થાય એવડી મોટી વીસ વર્ષની છોકરીને કૈં કુંવારી રખાય ? એમાં તો આપણે પરમેશ્વરના ગુનેહગાર ગણાઇએ, અને એવી છોકરીઓને જાળવવી અને સાપના ભારાને જાળવવો એ બંને સરખાં કામ."

નિરાશ થઇ ઇંદુએ એ વાત પડતી મુકીને બીજી શરૂ કરી.

"તો કેટલોક ખર્ચ થશે ?"

"જુઓને, ઓછામાં ઓછી ત્રણ દિવસ તો ન્યાત કરવી પડે. અને કૈં છુટું ઘી વાપર્યા વિના ચાલે ?" બધું મળીને ત્રણેક હજાર રૂપીઆ થશે."

"પણ એટલો બધો ખર્ચ ન કરો તો ન ચાલે ?"

"બાપુ, એ ન કરીને બાપદાદાની કીર્તિમાં ધૂળ નાખીએ ? પૈસા તો ગમે તેમ કરીને ભેગા કરીએ. પણ જશ કૈં વારેવારે મળે છે ?"

"પણ તમે કોઇ સાધારણ કુળમાં કન્યા ન આપી શકો ? એ ભાઇને હું ઓળખું છું. દેવીબ્હેનને માટે—" ઈંદુ અચકાયો.

અને ઇંદુ અંગ્રેજી ભણેલો હતો. [illegible] કોલેજમાં થોડું ભણ્યો હતો. દરેક જાતના આનંદ માણવામાંજ જીવન જીવવાનું છે એમ એ માનતો હતો. અને એના મિત્રો પણ એવાજ હતા. ઉન્મત્ત જુવાનીમાં અંકુશ વિનાનો જુવાન ભાગ્યેજ જીવનનૌકાને સીધે રસ્તે લઇ જઇ શકે છે. એવા ઘણાએ જુવાનો ભવસાગરમાં નૌકાને ખરાબે ચઢાવે છે અને આ સત્યની સાક્ષી સમાં અનેક છાત્રાલયો આપણી નજર સન્મુખ ખડાં છે. ને કાળીદાસ આવાં એકાદ છાત્રાલયમાંજ ઉછર્યો હતો. અને અનિષ્ટ વાતાવરણની અસર કેં લાગ્યા વિના રહે?

"હશે, ભાઇ, એ તો જુવાનીમાં બધાજ એવા. પણ એમનું કુળ કેવું?"

"ઇંદુનું લોહી ઉકળ્યું. કુળના ખોટા મોહમાં પડી ખેતર વેચી પૈસા લાવી વગર કામનો ખર્ચ કરવા અને 'ફુલની કળી સમ સુકુમાર' કન્યાના જીવન પર છરી ફેરવવા તૈયાર થનાર પટેલ પર દયા અને તીરસ્કાર બંને આવવા લાગ્યાં. એણે ઘેર જઇ એક ઉનો નિસાસો મુક્યો.

ત્યાર પછી ઘણાએ દિવસો ઉગ્યા ને આથમ્યા, અને જગતે એના એ રસ્તે ચાલ્યાંજ કર્યું. છેવટ દેવીનો લગ્નદિન આવી પહોચ્યો. ભાણાપટેલની છાતી આજે આનંદથી ઉછળતી હતી. વરઘોડો ચઢયો. કાળીદાસ પણ કૃષ્ણનો વર્ણચોરજ હતો. મનુષ્યના ચહેરા તરફ જોઇ કોઇ તેની ચાલચલકત કહી શકતો હોય તો તે એની આંખ સામે જોઇને શું કહત એ સહેલાઇથી કલ્પાય એમ હતું.

દેવી પરણી ગઇ. ગામના લોકો આનંદથી ત્રણ દિવસ જમ્યા; ભાણાપટેલને ત્યારે તો કશું ન લાગ્યું.

× × ×

'કેવળ દેવી પરણી 'નુરી સરખત' સમી એ બાળાને એના પતિ થવાને તદ્દન અયોગ્ય એવા કોઈ યુવાન સાથે પરણાવી એના જીવનપુષ્પને અકાળે કરમાવવાનો આ પ્રયત્ન આદર્યો ગણાય; પ્રભો! સૂર્યપ્રકાશમાં આવાં ભીષણ અંધકાર સમાં જૂગો થતાં ક્યારે અટકશે? સુલોચનાને અંધ સ્વામી મળતા ક્યારે બંધ થશે?" ઈંદુની નોંધપોથીમાં યમુએ આ શબ્દો વાંચ્યાં. અને ઘડીભર અધરે આંગુલી અડાડી ચકિત થઈ ઉભી.

× × ×

દેવી સાસરે એક વાર જઈ આવી. એને ત્યાં જરી યે સુખ નો'તું. ક્યાંથી હોય? એ જ્યારે પાછી સાસરે જઈને આવી ત્યારે ગામમાં ચણભણ વાત થવા લાગી. ઢીંગલી સાથે રમવા યોગ્ય એ બાલિકાને માતા થવા માટેની તૈયારી કરવી પડી હતી.

વળી પાછા થોડા દિવસ વીત્યા. ચોમાસું આવ્યું. હંમેશની માફક આકાશ વાદળાંથી છવાયું ને થોડાઘણા છાંટા વરસાદના આવ્યા યે ખરા. પટેલનાં હૃદયમાં પાછું કૈં કોતરાવા લાગ્યું. જગત પર ધીમે ધીમે એક શ્યામ છાયા પથરાતી એને માલમ પડી. હવે રહેલ એકનાં એક ખેતરે જતાં એમણે તાજુંજ વેચેલું ખેતર રસ્તામાં આવતું. એ ખેતર આવતાં બળદ થંભતા, જાણ્યે અજાણ્યે એ બાવળ પાસે પટેલના પગો થંભતા અને પટેલની આંખમાંથી આંસુ પણ એમના ગાલ પર થંભતાં.

પણ પ્રભુ પીડવા માંડે ત્યારે સામટોજ પીડે છે. પણ એ તો પ્રભુ! ચોમાસું વીતવા આવ્યું ને તે વિજયાદશમીનો મંગળ દિવસ આવી પહોંચ્યો. ગયે વર્ષે જે ખેતરમાંથી

જુવારનો છોડ આપ્યો હતો, તે ખેતર આજ એનું નો'તું. અને પેલાં ખેતરમાં તો કપાસ કર્યો હતો, એટલે કપાસમાં ચીમડી માટે ઉગાડેલ જુવારના છોડમાંથી એક લાવવાનો રહ્યો. ઘેર આવતાં મકને રસ્તામાં પૂછ્યું, "બાપા, પેલું ખેતર વેચ્યું ના? ન વેચ્યું હોત તો!"

"ખેતર વેચ્યું ના" એ વાક્ય પટેલનાં હૃદયમાં સોંસરૂં પેસી ગયું. અને એનામાં જવાબ આપવા જેટલી શક્તિ ન રહી. એવામાં આકાશમાં વાદળાં ઘેરાવા લાગ્યાં અને એની ડાબી આંખ પણ ફરકવા લાગી. પટેલને લાગ્યું કે જરૂર થોડા સમયમાં કૈં ભુંડું થવાનું. ઘર નજીક આવતાં એના ઘર આગળ પુરૂષોને ભેગા થએલા જોયા ને એક ઝીણો રૂદનનો સ્વર સંભળાયો. પટેલનું હૃદય ઉછળવા લાગ્યું. અને એ ધબકારામાં કૈં વિચિત્ર ભાવોનું મિશ્રણ થવા લાગ્યું. ઘર આવતાં, પટેલને જોઈ પટલણથી પોક મુકી રડાઈ જવાયું, "ઓ મારી દીકરી રે!!"

પટેલને સારૂંયે જગત સરી જતું હોય એમ લાગ્યું. એની આંખે અંધારાં આવવાં લાગ્યાં. એને હાથ પકડી લોકોએ બેસાડયો. પણ બેભાન થતાં એ શબ્દોનો કારમો પ્રતિઘોષ પટેલે કર્યો, 'ઓ ખેતર! ઓ મારી દીકરી રે!!'

# શરત.

રાત અંધારી હતી. ઠંડો પવન જોશભેર ફુંકાતો હતો. ને ત્યારે વૃદ્ધ લાલચંદ શેઠ હાથનાં આંગળાઓ એકબીજામાં પરોવી પંદર વર્ષ પહેલાં પોતે આપેલી એક પાર્ટીને યાદ કરતા કરતા પોતાના દિવાનખાનામાં ફરતા હતા. શેઠ ત્યારે 'બુદ્ધિવાનોના અખાડા'ના શોખીન હતા એટલે એ પાર્ટીમાં ઘણા બુદ્ધિધનો ભેગા થયા હતા અને કાંઇ કેટલાયે પ્રશ્નો ચર્ચાયા હતા. ચર્ચાયલા વિષયોમાંનો એક વિષય ફાંસીની સજાને લગતો હતો. મહેમાનોમાંના ઘણા ખરા ફાંસીની સજાની વિરૂદ્ધ હતા. ને એમાંના કેટલાક ફાંસીને બદલે દેશનિકાલની સજા થવી જોઇએ એવા વિચારના હતા.

પણ શેઠ આ વિચાર સાથે સંમત ન થયા. એમણે કહ્યું, 'જો કે ફાંસી કે જન્મદેશનિકાલ એમાંથી એકે સજા મેં અનુભવી નથી, છતાં મને લાગે છે કે ફાંસીની સજા જન્મદેશનિકાલની સજા કરતાં ઘણી સારી કારણ કે ફાંસીથી માણસ તરત મરી જાય ને જન્મદેશનિકાલથી માણસ રીબાઇરીબાઇને મરે. બોલો તમને કેવી રીતે મરવું ગમે, એકદમ કે રીબાઇરીબાઇને?'

'ખરું પૂછો તો બંને સરખાં ખરાબ છે; કારણ કે બંનેનો હેતુ તો એકજને ? મારી નાખવાનો. રાજ્ય કાંઈ પ્રભુ નથી, એટલે એ જે પાછું નહિ આપી શકે તે લેવાનો એને શો અધિકાર હોઈ શકે ?' એક મહેમાન બોલ્યા.

એ બધામાં પચ્ચીસેક વર્ષનો એક જુવાન વકીલ હતો. એનો અભિપ્રાય પૂછતાં એણે કહ્યું, 'ફાંસી ને જન્મદેશનિકાલ એ બન્ને ખરાબ છે, એ વાત ખરી, પણ એ બે વચ્ચે જો મારે પસંદગી કરવાની આવે તો હું જરૂર જન્મદેશનિકાલની સજા પસંદ કરું, કારણ કે ન જીવવા કરતાં કોઈ પણ રીતે જીવવું સારૂં.'

અને પછી તો આ પર ખુબ ગરમાગરમ ચર્ચા ચાલી, ને શેઠે અચાનક મીજાજ ખોઈને ટેબલ પર મુક્કો પછાડી વકીલને કહ્યું, 'તમારી વાત તદ્દન જુઠી છે. જો તમે પાંચ વર્ષ પણ એક કોટડીમાં પુરાઈ રહેવા કબુલ થતા હો, તો મારે તમને લાખ રૂપિયા આપવા, છે કબુલ ?'

'જો તમે ખરેખરજ કહેતા હો તો પાંચ નહિ પણ પંદર' વકીલે કહ્યું. 'પંદર ! કબુલ' ને મહેમાનો તરફ જોઇ શેઠ બોલ્યા, 'તમે બધા સાક્ષી છો. વકીલ મારી ચોકી હેઠળ એક કોટડીમાં પંદર વર્ષ કેદ રહેવા તૈયાર છે. ને જો એ પંદર વર્ષ કેદ રહે તો મારે એને એક લાખ રૂપિયા આપવા. કેમ વકીલસહેબ, કબુલને ?'

'કબુલ' વકીલે મક્કમતાથી જવાબ આપ્યો, અને આમ આ હસવા જેવી શરત બંને એ કબુલી. શેઠ પાસે અઢળક પૈસો હતો, એટલે આવા એક લાખનો એમને હિસાબ નહોતો. રાત્રે જમતાં જમતાં એમણે વકીલને મશ્કરીમાં કહ્યું, 'હજી વખત છે, ત્યાં સુધીમાં બેજું સરકી

ગયું હોય તો તેને ઠેકાણે લાવો. એક લાખનો મને હિસાબ નથી. પણ તમે તમારી જીંદગીનાં બેચાર વર્ષ નકામાં શા માટે ખુઓ છો ?' હું બેચાર વર્ષ કહું છું. કારણ કે મને ખાત્રી છે કે એથી વધારે વખત તમે નથી રહેવાના. સરકારે ફરમાવેલી કેદ કરતાં આ સ્વેચ્છાથી સ્વીકારેલી કેદ તમને વધારે ભયંકર લાગશે, કારણ કે ગમે ત્યારે તમે છુટા થઈ શકો છો એ વિચારજ તમારી કેદખાનાની આખી જીંદગીમાં ઝેર રેડશે. ખરેખર મને તમારી દયા આવે છે.'

અને અત્યારે શેઠ એજ દિવાનખાનામાં ફરતા ફરતા એ બધું યાદ કરતા હતા. મેં એ શરતજ શા માટે મારી ? એમણે સ્વગત પ્રશ્ન પૂછ્યો. વકીલ એની જીંદગીનાં પંદર વર્ષ નકામાં ખુએ છે ને હું એક લાખ ફેંકી દઉં છું. આ ઉપરથી ફાંસીથી જન્મદેશનિકાલની સજા સારી કે ખરાબ તેનો લોકોને શું ખ્યાલ આવશે ? ના, ના, કદાપિ નહિ. મેં આ શરત કરી પૈસાના મદે, વકીલે એ સ્વીકારી પૈસાના લોભે.

એ પાર્ટી પછી શું બન્યું તે શેઠે યાદ કરવા માંડ્યું. વકીલે આ કેદ શેઠની વાડીમાંના એક ખુણામાંના એક જુના નાના બંગલાની એક કોટડીમાં ભોગવવી એવું નક્કી થયું. આ દરમીઆન એનાથી એનો ઉંબર ન ઓળંગાય, કોઇ સાથે વાતો ન થાય, ને કાગળો કે ખબરપત્રો એને આપવામાં ન આવે; જો કે એને જોઇતુંકરતું મંગાવવાને ચીઠ્ઠીઓ અને ખાવાની ચીજો પહોંચાડવા માટે એની કોટડીની ભીંતમાં ઉંચે એક નાની બારી મુકવામાં આવી હતી. એને એક વાજીંત્ર આપવામાં આવ્યું હતું, ને જોઇએ એટલાં પુસ્તકો મંગાવવાની છુટ હતી. આ કેદ એને નિરવ શાંતિમાં ભોગવવાની હતી. અને ૨૪ મી

ઑગસ્ટ ૧૯૧૨ ના બપોરના બારથી ૨૪ મી ઑગસ્ટ ૧૯૨૭ ના બાર સુધી પૂરાં પંદર વર્ષ રહેવાનું હતું.

કેદના પહેલા વર્ષ દરમીઆન એની કોઇ ચીઠ્ઠીઓ ઉપરથી જણાતું હતું કે એકાંત એને બહુ સાલતુ હતું. દિવસરાત આખો વખત એની ઓરડીમાંથી દિલરૂબાનો અવાજ સંભળાતો. અને મોકલેલાં ચાહ અને સીગારેટ એણે પાછાં મોકલાવ્યાં, ને એણે લખ્યું કે આવી ચીજો વાસનાઓને ઉશ્કેરે છે, વાસનાઓ કેદીઓનો મુખ્ય શત્રુ છે. અને તેમાં યે સીગારેટના ધુમાડા ઓરડીનું હવામાન બગાડે છે. આ વર્ષે એને વાર્તાઓ અને નવલકથાનાં પુસ્તકોજ મોકલવામાં આવ્યાં હતાં.

બીજે વર્ષે દિલરૂબા સંભળાતુ બંધ થયું. ને વકીલે પ્રથમ પંક્તિના લેખકોનાં પુસ્તકોજ મંગાવ્યાં. પાંચમે વર્ષે વળી પાછું એની ઓરડીમાંથી સંગીત સંભળાવા લાગ્યું અને એણે ચ્હા અને સીગારેટ માગ્યાં. જે લોકો એને જોતા તેઓ કહેતા કે આ આખું વર્ષ એણે ખાવાપીવા અને ઉંઘવામાં ગાળ્યું હતું. ઘણી વખત બગાસાં ખાતો, ને ગુસ્સામાં આત્મસંભાષણો કરતો એ સંભળાતો. એ ચોપડીઓ વાંચતો નહિ પણ રાતે લખવા બેસતો ને મોડી રાત સુધી લખ્યા કરતો, પણ સવારે એ લખેલું ફાડી નાખતો. બેત્રણ વખત તો એ રડતો યે સંભળાયો હતો.

છઠ્ઠા વર્ષના પાછલા ભાગમાં એ જુદીજુદી ભાષાઓ શીખવા મંડયો ને એટલી બધી ખંતથી એ એની પાછળ મંડયો કે શેઠને એ માટે જોઇતાં પુસ્તકો લાવવાં કઠણ થઇ પડતાં. ચાર વર્ષમાં એણે છસો પુસ્તકો મંગાવ્યાં હતાં અને એ દરમીઆન એણે શેઠને નીચેનો પત્ર લખ્યો—

પ્રિય જેલર,

આ કાગળ હું તમને જુદીજુદી ભાષામાં લખુ છું. એ ભાષાના પારંગતોને એ બતાવજો ને તેઓ જો વાંચી કહે કે એમાં એકે ભૂલ નથી, તો મહેરબાની કરી વાડીમાં એક વાર બંદુક ફોડાવજો, જેથી મને ખબર પડે કે મારી મહેનત નકામી નથી ગઇ. યુગયુગના અને દેશદેશના મહાત્માઓ સૌ જુદીજુદી ભાષામાં પોતાના વિચારો દર્શાવે છે, જો કે એ બધામાં જ્યોત તો એકજ બળી રહી છે. એ બધાંને હું સમજી શકું છું. તેથી થતો મને આનંદ તમે કલ્પી શકતા હોત !

લી. કેદી.

એની ઇચ્છા પુરી પાડવામાં આવી. બગીચામાં શેઠે બે બંદુકના ચાર બાર કરાવ્યા. દશમાં વર્ષ પછી એ ટેબલ આગળ સ્થિર બેસી રહેતો અને ફકત ભગવદ્‌ગીતા વાંચતો. શેઠને આશ્ચર્ય થયું કે ચાર વર્ષમાં છસો પુસ્તક વાંચનારે આ એક પુસ્તક માટે આખું વર્ષ ગાળ્યું. ગીતા પછી એણે ઉપનિષદો મંગાવ્યાં.

કેદનાં છેલ્લાં બે વર્ષો દરમીઆન એણે ખુબ વાંચ્યુ પણ ઠેકાણા વગરનું. કોઇ વાર વિજ્ઞાનનાં પુસ્તકો વાંચતો તો વળી તરતજ કાવ્યના સંગ્રહો મંગાવતો. એક વાર એણે એકી વખતે વિજ્ઞાનનું એક પુસ્તક, વૈદકશાસ્ત્રનો એક ગ્રંથ, કોઇ પણ એક નવલકથા ને મનુસ્મૃતિ સાથે મંગાવ્યાં. જેમ કોઇ સમુદ્રમાં જીવ બચાવવા તુટેલા વહાણનો વારાફરતી એક કકડો મુકી બીજો પકડવા પ્રયત્ન કરે તેમ એ વાંચતો હતો

શેઠે આ બધું યાદ કર્યું ને વિચાર્યું: કબુલતનામા પ્રમાણે કાલે બાર વાગે એ છુટશે ને મારે એક લાખ રૂપીઆ આપવા પડશે એ આપીશ એટલે હું તો પરવારી જવાનો, મારો સર્વનાશ થવાનો.

પંદર વર્ષ પહેલાં એની પાસે અઢળક પૈસો હતો પણ આજે તો એની પાસે મિલ્કત વધારે હતી કે દેવું એ પૂછવા જેવો પ્રશ્ન હતો. સટ્ટામાં શેઠે ખુબ ખોયું હતું ને વધારેમાં એમની બેચાર ફેક્ટરીઓ બેસી ગઇ હતી ને એક બેંક જેમાં એમના સારા સરખા પૈસા હતા તે ભાંગી. શરત મારતી વખતના ધનાઢ્ય શેઠ આજે સાધારણ માણસ જેવા બની ગયા હતા અને રોજ તેજી-મંદીના ભાવે ધડકતા હતા.

'એ શરત' નિરાશામાં હાથની મુઠી વાળી શેઠ બબડયા, 'એ મરી શેં ન ગયો? હજી તો એને ચાલીશ વર્ષ થયાં છે. મારી પાસે બાકી રહેલા બધા પૈસા લઇ એ લહેર કરશે. મારે અદેખા ભિખારી માફક રોજ એના સામું જોવું રહ્યું. રોજ એ મને કહેશે: મારી જીંદગીના આ સુખ માટે હું તમારો આભારી છું હું તમને કાંઇ મદદ કરી શકું? ના, આ કેમ ખમાય? આ નાદારી અને શરમમાંથી છુટવાનો એકજ રસ્તો છે, અને તે એ કે માણસે મરવું જોઇએ'

ઘડીઆળમાં ત્રણના ટકોરા થયા. શેઠે એ ગણ્યા. ઘરમાં બધાં નિરાંતે ઉંઘતાં હતાં. સર્વત્ર શાંતિ હતી. ફક્ત કાચની બારી સાથે અથડાતાં વરસાદનાં ટીપાંજ આ શાંતિનો ભંગ કરતાં હતાં. શેઠે તિજોરી ઉઘાડીને પંદર વર્ષ સુધી જે તાળું ઉઘડયુંજ ન્હોતું તેની કુંચી કાઢીને રેઇન કોટ ઓઢીને બહાર નીકળ્યા.

બહાર સર્વત્ર અંધારૂ હતું અને વરસાદ મુશળધાર પડતો હતો. શેઠે ખુબ આંખ ખેંચી જોઇ પણ કોઇ દેખાણુંજ નહિ. ગજવામાંના વીજળીના દીવાથી રસ્તો શોધતા શોધતા એ આગળ વધ્યા. ચોકીદારને બૂમ પાડી પણ જવાબ ન મળ્યો. વરસાદમાં એ બિચારો કોઇ સારી જગ્યાએ સુવા ગયો હતો. ધીમે રહીને શેઠ એ જુના મકાનમાં આવ્યા ને કેદીની કોટડી શોધી કાઢી. કોટડી આગળ ચોકીદારનો ખાટલો પડયો હતો પણ બિછાનું ન્હોતું.

ધીમે રહીને શેઠે પેલી નાની બારી વાટે કેદીની ઓરડીમાં જોયું ટેબલ પર એક ઝાંખી મીણબત્તી બળતી હતી અને ટેબલ પાસે ખુરશી પર કોઇ બેઠેલું હતું. એની પીઠ, એના માથા પરના વાળ અને એના હાથજ શેઠથી દેખાયા. ટેબલખુરસી પર ને નીચે શેત્રંજી પર સઘળે ખુલ્લાં પુસ્તકો વેરાયલા હતાં. પાંચ મિનિટ થઇ છતા કેદી સ્થિરજ બેસી રહ્યો. પંદર વર્ષની એની સજાએ એને સ્થિર બેસતાં શીખવાડ્યું હતું. શેઠે બારી પર ટકોરા કર્યા છતાં એ તો હાલ્યો યે નહિ. શેઠે પછી બારણા પરની સીલ કાળજીથી ઉખેડી નાખી અને તાળું ઉઘાડવા માંડ્યું. કટાયેલાં તાળાંએ ઉઘડતાં મોટો અવાજ કર્યો અને હંમેશાં સંયુક્ત રહેલાં બારણાંઓએ પણ છુટાં પડતાં ચીચીઆરી પાડી. શેઠને ખાત્રી હતી કે કેદી આશ્ચર્યથી ઉતાવળા પગે દોડી આવશે. પણ એવું કાંઇજ ન બન્યું. ત્રણ મિનિટ વીતી છતાં ઓરડીમાં કશો યે સળવળાટ ન થયો. શેઠે અંદર જવાનો નિશ્ચય કર્યો.

સામાન્ય મનુષ્યથી જુદોજ પડી એક મનુષ્ય ખુરસી પર બેઠેલો હતો. સખ્ત ખેંચાયલી ચામડી, સ્ત્રી જેવા લાંબા ગુચ્છાવાળા વાળ ને ચકલીના માળા જેવી દાઢી સાથે એક

હાડપિંજરજ જેવું હોય એવો ખ્યાલ એને જોતાં આવે. એની ચામડીનો રંગ પીળો પડી ગયો હતો. એનાં ગાલમાં ખાડા પડયા હતા અને જે હાથ પર એણે એનું માથું ટેકવ્યું હતું તે હાથો લોહીમાંસ વગરના પાતળા દોરડી જેવા દેખાતા હતા જે જોતાંજ આપણને કમકમી થાય. એના વાળમાં રૂપેરી ભાત પડી હતી. ને એને જોઇ ભાગ્યેજ કોઇ એને ચાળીશ વર્ષનો કહે. ટેબલ પર એક કાગળનો તાવ પડેલો હતો, તેમાં કંઇક લખેલું હતું.

'ગરીબ બિચારો,' શેઠ બબડયા. ઉંઘમાં લાખનાં સ્વપ્નાં જોતો લાગે છે. મારે એ અર્ધમૃત શરીરને અહીંથી ઉંચકીને પથારીમાં નાખવા પુરતીજ વાર છે. ત્યાં ઓશીકાંથી દબાવ્યો કે ખલાસ અને પછી ગમે તેવા બુદ્ધિવાનો પણ એના મૃત્યુનું કારણ કળી શકવાના નથી. પણ તે પહેલાં આ કાગળ તો વાંચી જોઉં.

શેઠે ટેબલ ઉપરથી કાગળ લીધો ને વાંચવા લાગ્યા—

'આવતી કાલે બપોરે હું મારી સ્વતંત્રતા મેળવીશ. પણ આ ઓરડી છોડી હું સૂર્યના દર્શન કરૂં તે પહેલાં મારે બે શબ્દ કહેવા છે. મારા સંપૂર્ણ ભાનમાં ને પ્રભુને પ્રત્યક્ષ રાખીને હું જાહેર કરૂં છું કે હું સ્વતંત્રતા, પ્રેમ, તંદુરસ્તી ને બાકીનું બધું, જેમાં તમારાં પુસ્તકો દુનિયાનાં સુખો જુએ છે, તે બધાંને હું તીરસ્કારૂં છું.

પંદર વર્ષો સુધી માનવજીવનનો મેં કાળજીથી પુરેપુરો અભ્યાસ કર્યો છે. જો કે એ દરમીઆન મેં પૃથ્વી કે પૃથ્વીનાં માણસો નથી જોયાં. તમારાં પુસ્તકોદ્વારા મેં બધું અનુભવ્યું છે. એ દ્વારા મેં મદીરા પીધી, શિકારો ખેલ્યા, સંગીતની ધૂન મચાવી ને સ્ત્રીઓ સાથે પ્રેમ કર્યો. તમારા

કવિઓની કલ્પનામાંથી જન્મેલી અસાધારણ સૌંદર્યવાળી લલનાઓ કાંઇ અજબ આશ્ચર્યજનક વાતો કરી મને મુગ્ધ કરી જતી. મેં હિમાલય અને આલ્પસનાં શિખરો પર ચઢી સૂર્યોદય જોયો અને સાંજે એજ સૂર્ય કેવી કળાથી આકાશ, સમુદ્ર અને પર્વતોની ભેખડને ભગવે રંગે રંગે છે તે મે જોયું. મારા માથા પર રજપુતની અસી સમ ચમકતી વિદ્યુત્ જોઇ. લીલાંછમ ખેતરો, વૃક્ષોથી ભરાયેલાં વનો, નદીઓ, સરોવરો, શહેરો એ બધું મેં જોયું. ભરવાડની વાંસળીથી માંડીને દિલરૂબા સુધીનાં બધાં વાજીંત્રો મેં સાંભળ્યાં. પ્રભુના દુતો ને શયતાનો બધાને જોયા. ને પ્રભુનાં ભજન ગાતા ભક્તજનોનાં વ્યાખ્યાનો સુણ્યાં. તમારાં પુસ્તકો દ્વારા હું સમુદ્રોમાં તર્યો. મેં ચમત્કારો કરી બતાવ્યા, શહેરો બાળ્યાં, રાજ્યો, ધર્મો સ્થાપ્યાં ને—

તમારાં પુસ્તકોએ મને ડહાપણ આપ્યું. આ મારા નાનકડા મગજમાં મેં આખી દુનિયાનો જ્ઞાનભંડાર ભર્યો છે. હું જાણું છુ કે તમારા બધા કરતાં આજે હું વધારે બુદ્ધિશાળી છું.

અને હું આ બધાં પુસ્તકોને હવે તીરસ્કારૂં છું. પુસ્તકોજ નહિ પણ તમારાં દુન્યવિ સુખો ને તમારા ડહાપણને યે હુ તીરસ્કારૂં છું. એ બધું મૃગજળ જેવું મિથ્યા છે. તમે ગમે તેવા અભિમાની, સુંદર કે ડાહ્યા હશો છતાં મૃત્યુ તમને લઇ જવાનું એ તો નક્કી. ને તમારૂં કુળ, તમારો ઇતિહાસ, તમારા બુદ્ધિધનોની અમરતા, એ બધું પૃથ્વીના પડની સાથે મળી જવાનું.

તમે બધા ગાંડા છો અને ખોટે રસ્તે ચઢી ગયા છો. તમે અસત્યને સત્ય ગણો છો, ને બેડોળપણાને સૌંદર્ય

કહો છો. દાડમીને આંબા દાડમ ને કેરી આપવાને બદલે અનુક્રમે ફળને બદલે દેડકાં કે ઉંદરડાં આપે ને તમે જેટલા આશ્ચર્યચકિત થાઓ, તેથી યે આશ્ચર્યજનક ચીજો મને તમે, પૃથ્વીને સ્વર્ગ માનનારા લોકો, લાગો છો.

તમે જે આધારે તમારા જીવનને ટકાવી રાખો છો, એ પ્રત્યે મારો તીરસ્કાર કર્તવ્યથી સાબીત કરવા એક લાખ રૂપીઆ, જેને હું એક વખત મારૂં સ્વર્ગ માનતો હતો ને જેને અત્યારે હું ધીક્કારૂ છું, તે હું ફગાવી દઉં છું અને એ માટે કબુલતનામામાં જે વખત મારા છુટવા માટે નક્કી થયો છે, તેથી પાંચ મિનિટ વહેલો હું અહીંથી નીકળી જઇશ અને એ રકમ ખોઇશ.

શેઠે કાગળ વાંચીને ટેબલ પર મુકયો. તે વિચિત્ર માણસનું માથું સુંધ્યું ને એનાથી રડાઇ ગયું, ને એ ઓરડી બહાર ચાલ્યા ગયા. લાખો રૂપીઆ ખોતી વખત પણ જે તીરસ્કાર પોતાની જાત પર એને નહોતો આવ્યો, તે એને અત્યારે આવ્યો. બંગલામાં આવી એ પથારીમાં પડયો. પણ એના ક્ષુબ્ધ મગજે અને આંખમાંથી વહેતાં અસ્ખલિત આંસુએ એને ઘણીવાર સુધી ઉંઘવા ન દીધો. બીજે દિવસે ગરીબ બિચારો ચોકીદાર દોડતો દોડતો આવ્યો ને એણે ગભરાયેલે સ્હેરે કહ્યું કે કોટડીમાંનો કેદી નાસી ગયો છે. દરવાજા સુધી એ દેખાયેલો પણ પછી એનો પત્તો નથી. તરતજ શેઠે પોતાના નોકરો સાથે જઇ એના નાસી જવાની ખાત્રી કરી અને નકામી અફવાઓ દાબવા માટે પેલો કાગળ લઇ સાચવીને તિજોરીમાં મુકયો.×

---

×મૂળ અંગ્રેજી.

## સમાજમાં—

(૧)

એ મારી પ્રિય શિષ્યા હતી. ગણિતના સુક્કા વિષયમાં વર્ગમાં જ્યારે મારૂં સ્વમાન જાળવવા કોઇ પણ રીતે દાખલો ગોઠવવાનો મિથ્યા પ્રયત્ન હું કરતો હોઉં યા ગંભિરાઇના સોજા મ્હોં પર ચઢાવી હું શિખામણ આપતો હોઉં ત્યારે એના મધુર કાલીઆવાલી હલકે બોલાતા શબ્દો મને ખડખડાટ હસાવતા. પતંગીઆની માફક એ ઉડતી, વસંતની ઉજમાળી સવાર જેવું એના વદન પર હાસ્ય રમ્યા કરતું. આવાં મધુર ને નિર્દોષ પંખીઓ માટે પાંજરાં ઘડાયાં હશે તેનો તો મને ત્યારે ખ્યાલ પણ ન હતો.

એક સવારે એનું નાનકડું વદન ગંભિર બન્યું હતું. વર્ગની બીજી બાળાઓનાં વદન પર છાનું બળાત્કારે દબાતું તોફાની હાસ્ય હતું ને છેક બપોરે મને ખબર પડી કે એ સ્વતંત્ર પક્ષીને માટે પાંજરૂં ઘડાતું હતું. લગ્ન બંધન છે એનો મને ત્યારેજ ખ્યાલ આવ્યો.

અને પછી તો એક હિન્દુ કન્યાને લલાટે નિર્માયું છે તે ભાવિ એને સ્હેવું રહ્યું. કૂળીયું ધમધમાવતી અને હરણફાળ ભરતી એ બાળાને સાચવીસાચવીને પગલાં ભરવાં રહ્યાં. એ સ્વતંત્ર આત્માને ઘુમટાના ખોટા આવરણ તળે ઠોકરાવું રહ્યું. ઉરની અનેક મહેચ્છાઓને ઉરમાં દાબી એ ચિરાતા હૃદયને જગતના જુઠા આનંદ નીચે સંતાડવું રહ્યું.

અશિક્ષિત અને જુની રૂઢીઓના દાસાનુદાસ પિતાની એ પુત્રી હતી ને વિદ્યાપ્રેમી કોક વડીલને ત્યાં રહી એણે સંસ્કારિતા કેળવી હતી. એ વડીલે એનાં માતાપિતાને સમજાવવા સઘળા શક્ય પ્રયત્નો કર્યા પણ રૂઢીઓ–દુષ્ટ રૂઢીના પુજારીઓ એ શાનું માને ? અને આમ એને એક અશિક્ષિત યુવાનનો હાથ ગ્રહવો પડયો. રૂઢીઓનાં ખપ્પર નહિ ભરાયાં હોય ત્યાંસુધી આવા ભોગો એ લયા કરશે. પિતા પંડિત હોત તો એ પૂછત, ‘મુજ ચિત્તમાં આના પ્રભાવથી વિચિ જાગે કેમ ના ?’

વર્ષો વીત્યાં. શિક્ષક તરીકે હું છુટો થયો હતો અને મારા ‘સેવાસંઘ’ માટે પૈસા ઉઘરાવવા હું કાઠીઆવાડનાં ગામોમાં રખડતો હતો. એક ગામમાં એક ફળિયામાંથી જતાં એક ઘરનાં બારણાં પાસે ઉભેલ એક યુવતીને જોતાં મારા પગ થંભ્યા. હું ઉભોજ રહી ગયો. અજાણ્યાને પોતાના દ્વાર આગળ થંભતો જોઇ એ ચમકી ને ઘુમટો કાઢી ઘરમાં ચાલી ગઇ. હું નિરાશ થઇ જોઇજ રહ્યો.

એની સંસ્કારિતા અને સુજનતા કોણ જાણે ક્યાં ઉડી ગયાં હતાં એના મ્હોં પર અકાળ વૃધ્ધત્વની નિશાનીઓ હતી. સમજાય નહિ પણ આંતરડાં કાપે એવું

દુઃખ એના વદનને ઘેરી રહ્યું હતું. 'લગ્ન પ્રજોત્પત્તિ માટેજ છે' એમ માનનાર એના પતિએ એને ચાર બાળકની માતા બનાવી હતી મારી એ નાનકડી શિષ્યાનું વદન મારી નજર સન્મુખ તરી આવ્યું ને હું રડી પડયો.

આવી કેટલીયે કળીઓ ખીલ્યા પહેલાં કરમાઇ હશે. કેટલાએ માનવપશુએ એ કળીઓને ચીમળાવી હશે. એમનાં આંસુમાં હિન્દુ-સમાજ તણાઈ જાય, એમની ભભૂકતી ઉર-જવાળાઓમાં હિન્દુ-સમાજ ભસ્મ થઇ જાય અને કોકના પુણ્યેજ ટકી રહેલ હિન્દુ-સમાજ આવી કળીઓના ભોગ લેતાં પોતેજ એનો એક દિવસ ભોગ બની જાય તોયે શી નવાઇ ?

(૨)

એ ઉગી એવીજ આથમી. અનાવલાને ત્યાં જન્મી દેશાઇને ત્યાં ગઇ. ત્યાં રહી ન રહી પરબ્રહ્મમાં ભળી. પાંદડીઓ પુરી ખીલે તે પ્હેલાં તો એ ફુલ ચીમળાયું.

ગરીબ પિતાની એ બીજી પુત્રી હતી એટલે જન્મતાંજ દુર્ભાગ્યને નોતરી આવી હતી. એ સુંદર હતી, એનાં અંગે અંગમાં લાલિત્ય હતું અને ઘણી વાર ગામનો યુવાન વર્ગ એને જોઇ ગણુગણતો—

**न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः।**

એના પિતા શિક્ષક હતા એટલે કન્યાને ભણાવી ને યોગ્ય ગૃહિણી થવા જોઇએ એટલું શિક્ષણ આપ્યું. શિક્ષણ આપતાં એ ઘણી વાર હાય મુકતો. નિર્દોષ પુત્રી પિતાના મ્હોં તરફ આતુર મ્હેરે જોતી ને પિતા આ ભૂલવા પુત્રી પાસે પાણી મંગાવતો.

શિક્ષક એટલે શિક્ષક: ચાલીસ રૂપીઆના પગારમાંથી ચાર માણુસ પોષવાનાં, પરણેલી છોકરીનાં પગરણુ ભળવવાનાં અને પુત્રને ભણાવવાનો.

એવામાં એ પરણુવા લાયક થઇ. પિતાએ કેટલીયે રાત્રિ ઉંઘવિહોણી ગાળી. સમાજની એને મદદ નો'તી કારણુ કે સમાજ ગરીબોને મદદ કરતાં શીખી નથી. દેશાઇઓને ત્યાં ગયા તો એમની બેહુદી વાંકડાની રકમે એના આશાના ડુંગરોને અણું સમ બનાવ્યા. ઉતરતા કુળમાં કન્યા આપવા વિચાર કીધો તો સગાંવહાલાંએ અસહકાર કરવાનો પાઠ બતાવ્યો.

કોઇ વાર નહિ ને મોટાભાઇ ત્યારે વ્હારે ચઢયા. પીસતાળીશ વર્ષના એક વૃદ્ધ સાથે એ કળિકાનાં લગ્ન ગોઠવ્યાં. ભગ્નહ્રદયી પિતાએ ગૂટતા હ્રદયે હા ભણી ને એ ડુસકે ડુસકે રોયો.

એ પરણી ગઇ. સંસારડાહ્યાઓને (!) આ ઉત્તમ લાગ્યું પણુ ગામના યુવાનોએ કલાકો સુધી આ પર વિચાર કર્યો અને પોતાની પરતંત્રતાને લ્યાનત આપીને ભવિષ્યમાં આવું ન થવા દેવા તરંગો કર્યા

એ સાસરે ગઇ ને પાછી આવી. પિતાના હ્રદયમાં ઉંડું કાંઇ કોતરાવા લાગ્યું. ગામની સ્ત્રીઓને આનંદ થયો ને થોડા દિવસો વીત્યે કુદરતની એ કોમળ કૃતિ અદ્રશ્ય થઇ ગઇ, માતા થતાં થતાં એ મૃત્યુ પામી. વત્સલ પિતા એની મૃત્યુશય્યા પાસે બેભાન થઇ પડયો. ને તે દિવસે રાત્રે એક ચેહની રાખ હાથમાં લઇ ગામના યુવાનો કૈં પ્રતિજ્ઞા લેતા હતા. પણ એના વૃદ્ધ પતિના મિત્રો હજી એને ફરી પરણાવવા કન્યાની શોધમાં છે.

(૩)

એ મૂર્તિમાન ચેતન જેવો હતો. એની નસેનસમાં ઉષ્ણ લોહીનો તનમનાટ જણાતો અને એની આંખોમાં સદાયે ઉત્સાહ તરવરતો.

એ બુદ્ધિમાન હતો અને ઉછરતો લેખક હતો. એની આશાઓ ગગનવિહારી હતી. આશાઓના મહેલો ચણતાં એ કદી પાછળ જોતો નહિ અને અવનવાં સ્વર્ગ રચતો. આ બધાંમાં એને એક ઉણપ લાગી. એને એક દિવસ લાગ્યું કે એકલવાયા જીવને આ સ્વપ્નો કદીય સિદ્ધ ન થાય અને ત્યારથી એ જીવનસખીની શોધમાં પડયો.

કલ્પનાનાં પુરોમાં તણાતાં એને એની પરતંત્રતાનો ખ્યાલ ન રહ્યો અને એની એક બાલ્ય સખીને એણે હૃદય આપ્યું. હૃદય આપતાં યુવાનોને વિચાર કરવાની ટેવ હોતી નથી અને એ એમનો ઇશ્વરદત્ત હક્ક છે. એ એને લાયક હતી. યુવાનને લાગ્યું કે મારાં સ્વપ્નાં હવે સત્ય સ્વરૂપમાં પરિણમશે.

પણ જગતે ક્યાં કોઇ દિવસ યે કોઇનું સુખ સહન કર્યું છે? યુવાનના પિતાએ કોઇ અન્ય કન્યા સાથે એના લગ્ન ગોઠવ્યાં અને નક્કી થયે પુત્રને કહ્યું. આજ્ઞાંકિત પુત્રે માથું નીચું ઢાળીને સાંભળ્યું ને બીજે દીવસે એ બન્ને હૃદયો ધરાઇને રડયાં.

એને પરણાવવામાં આવ્યો. પિતાની આજ્ઞા ન અપનાવવામાં એણે હૃદયના ચુરા કર્યા.

અને એ સખીને યે બીજા કોકની સાથે પરણાવવામાં આવી. એ લતાને કોઇ યોગ્ય વૃક્ષનું અવલંબન ન મળ્યું. એને ટેકો આપવામાં થુવર શોધી કાઢવામાં આવ્યો. વળી

પાછાં એ બંને મળ્યાં ને રોયાં. અશ્રુઓ વિના બીજું કોઇ એમની વ્હારે આવે એમ નો'તું.

યુવકનો ઉત્સાહ મરી ગયો. એની ઉત્સાહથી ચમકતી આંખો ઉંડી ગઇ અને એની સર્જક શક્તિ કોણ જાણે ક્યાંયે ગુમ થઇ ને એની સખીનું જીવન અકાળે કરમાયું.

સમાજે આ જોડલા જેવી જોડ જોડી હોત તો ?

(૪)

નથી લાગતું કે કેટલીક વાર તો અમુક કામો કર્યાં પછી વિધાતાને યે પોતાની પરવશતા પર લ્યાનત વર્ષાવવી પડતી હશે ?

× × ×

તેરમી વસંત તો હમણાંજ એના પરથી ફરી ગઇ. એની આંખ ને વદન પર બાલ્ય તો હજી તરવરતું હતું ત્યાં એનાં લગ્ન થયાં. મિંઢળની દોરીની નિશાનીઓ હજી તો જેના હાથ પર હતી એવી કોડીલી નવવધુ પોતાનાં સૌભાગ્યને ચિરંજીવપણું અર્પવા જ્યાં સાવિત્રિવ્રત ઉજવતી હતી ત્યાં એ તાર આવ્યો. એનો સૌભાગ્યભાનુ આથમ્યો ને આ અધુરૂં વ્રત એના જીવનનું પહેલું ને છેલ્લુંજ વ્રત થઇ પડયું. ગંભીરતાના સોજા મ્હોં પર ચઢાવી જગત બોલ્યું, 'એ વિધવા થઇ.'

× × ×

ને ત્યાર પછી તો ત્રણ વર્ષે મેં એને જોઇ. દૂરથી મને એના નાદમાં બાળકનું તોફાન લાગેલું પણ પછી તો એને જાણવાને મને પૂરતો વખત મળ્યો.

× × ×

ગંભીરતાના સોજા મ્હોં પર ચઢાવી એકાંતમાં બેસી ખોટા શોકનો એ ઢોંગ કરતી નથી. મનમાં અનેક વિકાસો

જન્માવતાં નીચું મ્હોં રાખી કથા સાંભળી મનખાને પવિત્ર કરવા કદી યે એ મંદિરમાં જતી નથી. ધર્મશ્રદ્ધા બતાવવા એ અપવાસો કરતી નથી; પણ નિરાંતે કહી શકે છે કે ભૂખ્યાં નથી રહેવાતું. એનો આખો યે વખત વાંચવામાં અને બાળકોની સાથે તોફાન કરી એમને અનુકૂળ થવામાં જાય છે 'માસી' કહેતાં કેટલાં યે નાનાં બાળકો સારો યે દિવસ એને વળગી રહે છે. આજુબાજુ ભાગ્યેજ એવું કાર્ય થતું હોય કે જેમાં એનો આનંદી સહચાર ન હોય.

પણ સાંજના એના પતિની પ્રતિકૃતિ આગળ નમતાં એ નાનકડું હસમુખુ વદન ઘડીક ગંભીર થઇ જાય છે. અને કોઇ અનેરી સાત્વિકતાની રેખાઓ એના વદન પર રમી રહે છે, ત્યારે મારે મારાં અશ્રુ રોકવાં ભારી થઈ પડે છે અને વિધવાવિવાહ માટેની મારી બધી દલીલો આપોઆપ તૂટી જાય છે.

× × ×

અને એથીજ જ્યારે જ્યારે એને જોઉં છું ત્યારે ત્યારે ગાંધીજીના માફક જાણ્યેઅજાણ્યે મ્હારૂં માથું એને નમી જાય છે



# અસ્વસ્થ ગૃહિણી

માનવજાત પર જે હજારો મુશ્કેલીઓ ભમતી રહે છે તેમાંથી કઈ ક્યારે આવી પડશે તે કોણ જાણી શકે એમ છે! છતાં જેમ જેમ આ જુદી જુદી જાતની મુશ્કેલીઓથી આપણે પરિચિત થતા જઈએ તેમ આપણે એમાંથી છટકવાના પ્રયત્નોમાં સફળ થઈ શકીએ.

સારિકા, જાણીતા નવલિકાલેખક અરવિંદની લાડીલી પ્રિયતમા, લેડી મ્હેતાને ત્યાં ગરબાપાર્ટીમાં ગઈ ત્યાંસુધી તો તદ્દન સારી હતી પણ ત્યાંથી પાછી ફરી ત્યારે એનું શરીર ધ્રૂજતું હતું ને એનાં વસ્ત્રો અસ્તવ્યસ્ત હતાં. એ તરતજ આવીને મૃતપ્રાય થઈ પલંગ પર પડી. એનું હૃદય તો બંધ નહિ પડે!

ને ગરીબ બિચારો પતિ પલંગને એક ખુણે આંસુ સારતો ઉભો. આવી ગંભિર સ્થિતિ જોઈ કોને ન લાગી આવે! અને તેમાં યે પરણ્યાને પુરૂં વર્ષ ન થયું હોય ત્યાં શાશ્વત વિયોગનો સંભવ! તરતજ ડોક્ટરને તેડવા માણસ દોડાવ્યો ને તાજાજ ઈંગ્લાંડથી આવેલા છેલ્લામાં છેલ્લી

ફેશનનાં કપડાંમાં સજ્જ ડૉ. ગોપાલ આવ્યા. સુનેરી ફ્રેઈમના ચશ્માંમાંથી દરદી તરફ સ્હેજ જોયું ને રોગ ને એનો ઉપાય બન્ને હાથ લાગ્યાં હોય એવું સ્મિત કરતા દરદીની પથારીને એક ખુણે બેઠા ને દરદીની નાડ જોઈ. શરીરની ગરમી માપી. એમના મદદનીશ મિત્રો, પુસ્તકોને, યાદ કર્યાં પણ એ વિશ્વાસઘાતી નીવડયાં. તરતજ ગજવામાંથી પેન કાઢી કાગળ પર કંઈક લખી નોકરને એ આપી દવાખાને દોડાવ્યો. પતિએ ધીમે રહી પત્નીના દર્દનું કારણ પૂછ્યું. ડૉકટર હસ્યા ને બોલ્યા–

"અંહ, તમે એના દર્દનું કારણ પૂછો છો? ખરૂં પૂછાવો તો તમને એ કહેવાની જરૂરજ નથી! યુવાન પત્ની જ્યારે આવો ગભરાટ કરે યા આવા દર્દની ફરીઆદ કરે એ આનંદજનકજ ગણાય. કાં સમજ્યાને?"

પતિરાજ આ સાંભળીને આનંદઉદધિમાં ડુબકાં ખાવા લાગ્યા.

રાત્રિ વીતી. દરદીએ દવાનો ભાગ પીધો તેની કશી અસર ન થઇ. અધીરા પતિએ બીજા ડૉકટરને બોલાવ્યો. આ ડૉકટર આયુર્વેદ શીખ્યા હતા અને એમણે છેવટે રોગ પારખ્યો ખરો. એમણે ખાત્રીથી કહ્યું કે દરદીને શીતળા નીકળવાના છે.

ઠીક. પહેલા ડૉકટરના કહેવા પ્રમાણે એ માતા થવાની હતી. બીજાના કહેવા પ્રમાણે એને શીતળા નીકળવાના હતા.

ડૉકટરો, બહુ થયું. તમારા બેમાંથી એક તો ખોટો હોવોજ જોઇએ. ક્યાં તો એને હરે કુદરતને અથવા તો એના નાજુક બીછાનાને શરણે છોડો. ગમે એટલો એ રોગ

ભયંકર હશે પણ ત્યારે હાથે સાજા થવા કરતાં તો એ ઓછોજ ભયંકર હશે.

કદાચ બીજે દિવસે એની તબીયત સુધરશે એમ વિચારી ભૂખ ને તરસ બન્નેને ત્યજી પતિ તો માંદી પત્નીની પથારીથી જરા યે ખસતોજ નહિ. અર્ધા કલાકમાં તેને હવે પહેલા કરતાં સારૂં છે ને? એમ ઓછામાં ઓછું સો વાર એણે પૂછ્યું. ભલાભાઇ! આનો શો અર્થ! પ્રશ્ન પૂછી પૂછીને એને કાં સતાવે?

તૂટતે સ્વરે એ બોલતી અને એના બોલવા પરથી સ્પષ્ટ જણાતું હતું કે દર્દ વધતું જ જતું હતું. અરેરે? ગરીબ બિચારી! મૃત્યુના ઘંટ સંભળાવા લાગ્યા. હાશ! એથી આ દુઃખમાંથી તો છુટાશે. સુખદ મૃત્યુ!

પણ આ બારણું કોણે ઠોક્યું? ડોકટરે? ના. બીલ વસુલ કરવા નીકળેલો ફેન્સી, વિલાયતી સાડીઓના વેપારીઓનો એ તો ગુમાસ્તો હતો. એના હાથ પર સુંદર આસમાની રંગની સાડી ઝુલતી હતી. હં, એ વખતસરજ આવ્યો.

ઘણીજ મુશ્કેલીથી એ બોલી, 'કોણ? હં. લેડી મ્હેતાની કાન્તાના જેવી સાડી આ કે? મનોરમાબેન માટે મંગાવી ખરીને? જો વધારે જીવવાનું મારા ભાગ્યમાં સર્જાયું હોત તો હું મારા અરવિંદ પાસે આવી સાડી મંગાવત, આવી! બરાબર આવાં ફુલોવાળી. આ જાતની સાડી ઘણીજ સુંદર લાગે છે. કાન્તાબેને ગરબાપાર્ટીમાં પહેરેલી ત્યારે સૌ મુગ્ધ થઇ ગયેલાં. એનું નામ તે સાડી! પણ હવે શું? અરે! પ્રભુ! અરવિંદ, જીંદગી કેટલી ટુંકી?'

દુખાર્ત પતિરાજ ! ધીરજ ધરો. તમે જોયુંને કે તમારાં પત્નીશ્રી કૈં નહિ તો ઘણી સહેલાઇથી બોલી શકે છે. આશા ન ત્યજશો. હજી એનો શ્વાસ નથી બંધ પડયો.

આ સ્થિતિ જોઈ ગુમાસ્તો પાછો ફર્યો ને પતિરાજ એની પાછળ ગયા. ઘર બ્હાર ઓટલા પર બન્નેયે વાતો કરી ને એ સોગનપૂર્વક આપેલું વચન પાળવાની પ્રતિજ્ઞા લઇ ઉતાવળમાં દુકાને ગયો ને સાંજ પ્હેલાં તો એક બંડલ લઈ માંદી સારિકાના ઓરડામાં એ આવ્યો.

અને એ શું લાવ્યો'તો ?

એણે તરતજ બંડલ તોડયું. ને એજ સુંદર આસમાની સાડી. એ અહીં શા માટે ? એ યુવાન પત્ની તો એ પહેરવાની આશા રાખી શકે એમ નો'તું.

'મારી વ્હાલી' પતિરાજ વઘા. તને સારી થઇને આ સાડીમાં જોવા માટે હું મારૂં સર્વસ્વ આપવા તૈયાર છું.

'હું એટલી બધી માંદી છું, એટલી બધી કે તમે જે કહો તેની ના પાડવાની યે મારામાં શક્તિ નથી. હું પથારીમાંથી ઉઠીશ જેથી એ સાડી મને કેવી લાગે છે તે તમે આજે ને આજે જોઇ શકો.'

અને જાણે વર્ષોથી માંદી હોય એવી નબળી દેખાતી ગરીબ બિચારી સ્ત્રી ઉઠીને પાસેના ખંડમાં જઈ સાડી પહેરી આવી ને ચ્હા પીધી. અને છેવટે માંદગીની એકે નિશાની એના ચ્હેરાપર દેખાતી ન્હોતી.

સાડીએજ એને માંદી પાડી હતી અને એજ ફક્ત એનો અસરકારક ઉપાય નીકળી. ડોક્ટરો જે રોગ પારખી ન શકયા તે કાપડીયાના ગુમાસ્તે મટાડયો.

## લગ્નનું એક સ્વરૂપ.

કોઇને પીસતાળીશ વર્ષે વાળમાં ધોળા માલમ પડે છે. જ્યારે કોઇને સાઠ વર્ષે યે વાળ ધોળા નથી થતા. પણ એને તો સોળમે વર્ષે કાળા વાળમાં ધોળાની ભાત પડી હતી. આનાં ઘણાં કારણો કલ્પાતાં. પણ કલ્પનાઓ કલ્પનાઓજ રહેતી.

કુદરતને આંગણે રમતો એ કુદરતનો કવિ હતો. એને જીવન કવિતામય બનાવવું હતું, પણ જીવનસાથી વિના એ કેમ સંભવે? એકલવાયું જીવન એને ન્યૂન લાગતું હતું. અને ત્યારે એ માધ્યમિક શાળાના છેલ્લા વર્ષમાં હતો. એની બુદ્ધિની કુશાગ્રતા અને તીવ્ર સ્મરણશક્તિ એના સહાધ્યાયીઓમાં જાણીતાં હતાં.

એટલામાં એના વિવાહની વાત ચાલી. એ વયે કેટલાક બાલકજ હોય છે. પણ એજ વયે પિતા થવાની લાયકાત પણ સિદ્ધ કરી આપી છે. વિવાહના ભણકારા એને કાને પડ્યા. એના તરંગી હૃદયમાં અનેકાનેક તરંગ ઉઠવા લાગ્યા. જ્ઞાતિમાં સ્નેહલગ્ન તો હતાં નહિ. પરણ્યા પહેલાં પરણનારે

એકબીજાને જોયાં હોય એવું પણ ભાગ્યેજ બને છે. એના વડિલોએ એના હિતનો ઇજારો રાખેલો હતો અને વડિલોની ઇચ્છા એને મન આજ્ઞા હતી. એ કશું ન બોલી શકયો. કરવા જેટલા પ્રયત્નો કરી જોયા પણ એ કાંઈ ન કરી શકયો. ભાવિ પત્નીને જોવા એનું હૃદય તલસવા લાગ્યું. ઉડતી આવતી ઘણી વાતો એણે સાંભળી હતી. થોડા દિવસ પછી એના મિત્રને એણે લખ્યું—

"આશાનિરાશા વચ્ચે ઝોલાં ખાતાં હૃદયને ઘડીક સ્વસ્થતા પ્રાપ્ત થાય પણ એ સ્વસ્થતા ટકવી એ ઉભય શિવપાર્વતી પર આધાર રાખે. મારી હૃદયવ્યથાની એ જગજંજાળમાં મચી રહેલ, વ્હાલાંઓનું હિત (?) ઇચ્છનારાંઓને કયાંથી ખબર પડે."

ભાસ્કરને નિશા મળવી અસંભવિત હોય છે, પણ તે સંભવિત બને તો ઇન્દુને તો નિશાજ હોયને! ચન્દ્રિકા નહી યે હોય. કૃષ્ણની વર્ણચોર હશે પણ ત્યારે કહ્યું હતું ને "લાવણ્યને નવ વાંચ્છું હુ". પણ વિચિત્ર વાત તો એ છે કે મારા હૃદયમા જરા યે ભાવો ઉછળતા નથી. પણ નિશા યોગીજનોની યે હોય, ને નિશાચરોની યે હોય. આધાર નિશાના આત્મતત્ત્વ પર.

'કાંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે' એ સ્વ. મણીલાલનો મંત્ર અત્યારે મારા જીવનમાં કંઇ સ્ફુરણા નથી કરાવતો. આ જીવન નિરાશામય છે પણ સાથે સાથે કોઇક વાર તમારા રમણભાઇની પંકિત 'આશા નહિ તો જીવવું નકામું' યાદ આવે છે ખરી.

× × ×

સંગીત સાંભળવા ગયો હતો. એ સંગીત સાંભળતાં અનેકાનેક વિચારો ઉઠતા હતા. સંગીતમય જીવન તારૂં થાય કે નહિ એ સંશય છે અને હું યે નિરાશાવાદી થતો જાઉં છું.

આવા ઘણા પત્રો એ લખતો. પરીક્ષા એના મગજમાંથી ખસી ગઇ હતી પણ એની આર્થિક અવસ્થા પરીક્ષાની ઝાંખી કરાવતી. ચોપડી લઇ એ બેસતો. પાંચદશ મિનિટ વાંચતો પણ પાછા વિચારો એના પર કાબુ મેળવતા. ચોપડીમાં આંગળી મુકી એ તન્દ્રામાં પડતો. દિવસો ગયા. પરીક્ષા પુરી યે થઇ અને ઇન્દુ ઘર આવ્યો. એના લગ્નને અઠવાડીયુંજ રહ્યું હતું.

રાત્રિ ને દિવસ ચોવીસ કલાક એની આંખ ઉંઘ-વિહોણી રહેતી ને એના નાનકડા મગજમાં તોફાન ચાલી રહ્યાં હતાં. છેવટ એ લગ્નદિન આવ્યો. એના સ્નેહીઓ આનંદથી ફરવા લાગ્યાં. સ્ત્રીઓ ઘરેણાલુગડાંની પસંદગી કરવામાં પડી

એની ભાભીઓ પીઠી નહિ ચોળાવતા દિયરને પીઠી કેમ ચોળવી તેના વિચારમાં પડી. બધાં આમ આનંદમાં હતાં પણ એ હૃદયમાંથી નિસાસા સરી જતા હતા.

લગ્ન "પ્રાણવિકાસનું વ્રત છે" પણ ક્યારે? આપણે ત્યાં લગ્ન તો સ્વર્ગપંથના પગથીઆને બદલે પ્રજોત્પત્તિનું પગથીયું ગણાય છે. લગ્નની ગંભીર પ્રતિજ્ઞાઓ, એનું ગૂઢ રહસ્ય, એ દ્વારા બે મટી એક થતાં હૃદયોના અન્યોન્ય પ્રતિના ધર્મો કેટલાયે જાણ્યા છે? જાણ્યા પછી કેટલા અમલમાં મુકી શકયા છે?

જાન નાંકુળી ને પહોંચી. વરઘોડો યે ચઢ્યો પણ વરઘોડાના આત્મા વરનું વદન વિષાદમયજ રહ્યું. મિત્રોએ

આનંદી થવા કહ્યું. ભાભીઓએ હસાવવા પ્રયત્ન કર્યો. પણ હંમેશના હસમુખા ઇન્દુના મ્હોં પર સ્મિત પણ ન દેખાયું. કેટલી રીતો થઇ, તેનું એને ભાન ન રહ્યું. એને માયરામાં બેસાડયો કે એનું હૃદય ઉછળવા લાગ્યું. હૃદય બંધ પડશે એવો એને ભય લાગ્યો, પણ તેમે છુટાશે કરી બેઠો. એવામાં કન્યાને આણી. ઇન્દુએ એને જોઈ. ઝાઝો અંતરપટ એને આવરી શકયો નહિ. ને એણે નિસાસો મુકયો. એકબીજા પર હાર નાખવાનું એ ભૂલી ગયો. રાત કેમ ગઈ એની એને ખબર ન રહી. ભુતભાવિના પડદા ઉકેલતો એ સ્થિર બેઠો હતો અને એની નજર સન્મુખ એક મૂર્તિ ખડી થતી. એ ચમકતાં જગતનાં બંધનો તોડી તેને મળવા એ વિચાર કરતો, મુઠીઓ વાળતો. સપ્તદિક્ષાનાં રસીલાં રહસ્યો અદ્ધરજ રહ્યાં. લગનની વિધિ પ્રાતઃકાળે પુરી થઈ. શરમાતો, શરમાતો જાણે કોઇનો શાપ અનુભવતો હોય એમ એ ચાલ્યો અને ઉતારે જઇ તન્દ્રામાં પડયો.

મિત્રોએ મુબારકબાદી આપી ત્યારે એ ફિક્કું હસ્યો. મિત્રો સમજ્યા ને સાન્તવન આપ્યું. હૃદય તે તો હૃદયજને !

આપણે લગ્ન એટલે મ્હાલવાનો પ્રસંગ. વેવાઇઓને માગવાઆપવાનું ઘણું; રીસાવા, મનાવાનો પ્રસંગઃ પોતાની સ્થિતિ બતાવી ગરીબોની મશ્કરી કરવાનો, પૈસાનો યોગ્ય ઉપયોગ (?) કરી અનેરા લ્હાવા લઇ કૃતકૃત્ય થવાનો પ્રસંગ. એણેજ કેટલાયે ગરીબો પાસે ઘરબાર ગીરે મુકાવ્યાં છે; કેટલાયે વિધવાને કુમાર્ગે જતાં શીખવ્યું છે કેટલાયે યુવાનોના સુખમય જીવનપંથમાં કંટકો વેર્યા છે. કેટલીયે કુમારી કન્યાઓ પાસે આપઘાત કરાવ્યા છે? આ આપણાં દેહલગ્ન.

અને એને મેં નવમાસને સમયે જોઈ હતી. સહેજ જાડું શ્યામ શરીર, જરા વિચિત્ર લાગતી આંખ, બેડોળ નહિ પણ કંઈ એવુંજ વદનકમળ. એ ચાલતી ત્યારે સ્ત્રી-સમાજ ધીમે રહી હસતો. એ વાત કરતી ત્યારે યુવતી-મંડળના મોં પર આછું સ્મિત ફરકતું. ઇન્દુનાં પડોશી પણ કહેતાં: ક્યાં ઇન્દુભાઈ ને ક્યાં આ?

પણ આમાં ઇન્દુના પિતાનો વાંક નો'તો. એણે પુત્ર સમ પાળેલા એના એક શિષ્યેજ દગો દીધો હતો. સૌન્દર્યમાં કાંઇ સુખ સમાયું નથી. ઇન્દુ સૌન્દર્યનો પૂજક પણ નો'તો. સૌન્દર્ય કરતાં એને નિખાલસપણું વધારે પ્રિય હતું, પણ ભાત પર ભાત ને કામળ પર બીબાં. ઇન્દુની પત્નીમાં સંસ્કારિતા નો'તી. અને આણેલી સંસ્કારિતા અણાતી નથી. ચૌદ વર્ષ જે સહવાસમાં ગાળેલાં તેને એ વિસરી ન શકી, કહો કે વિસરી શકવા પ્રયત્ન પણ ન કર્યો. અને સંસ્કારિતા વિનાનું માણસ તે માણસજ નહિ. અને એથીજ વધારે વાંકડો લઇ અસંસ્કારી કન્યાને પરણવા કરતાં વાંકડો લીધા વિના સંસ્કારી કન્યાને પરણવામાં શ્રેય છે. અને સંસ્કારી કન્યાને કુળના કે દ્રવ્યના ઉચ્ચ કુલ રહિત પણ સંસ્કારી યુવક સાથે પરણાવવામાં ઉત્તમતા રહેલી છે. પણ જ્ઞાતિ આ ભૂલી જાય છે એટલે દુઃખ સહે છે.

ઇન્દુએ હજી આશા છોડી નહિ. દેહલગ્નમાંથી સ્નેહલગ્ન સરજાવવાનાં એને સ્વપ્નાં આવવાં લાગ્યાં. બે ઉત્તમ પુસ્તકો એણે પત્નીને ભેટ આપ્યાં. પણ એ પુસ્તકો એણે ધૂળમાં એકાદ ખુણે રખડતાં જોયાં ત્યારે એને આઘાત થયો. પત્રો લખવા શરૂ કર્યા પણ પત્રોના પ્રત્યુત્તરે એના આશાના ડુંગરો અણું સમ બનાવી દીધા. આમ ઇન્દુના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. ઇન્દુ પુરો નિરાશાવાદી થયો.

કૉલેજ ઉઘડતાં કૉલેજમાં દાખલ થયો ને બીજી પ્રવૃત્તિ-ઓમાં પડ્યો એટલે આ વાત કાંઈક અંશે ભૂલી ગયો. પણ જ્યારે પુસ્તકો વાંચતો ત્યાં એને યાદ આવતું. વિધિનું ધાર્યું વેઠી લેવા પ્રયત્ન કરતો. પણ માણસના ધૈર્યની યે અવધિ હોય છે. ધીમે ધીમે એનું મગજ અસ્થિર થયું. પણ આ બધો વખત એની પત્નીના હૃદયમાં કાંઈ પણ નો'તું થતું. ખાવાપીવામાં ને પહેરવાઓઢવામાં જીવન પૂરું કરવાનું છે એમ માનનારી ઘણી કન્યાઓ હોય છે અને કન્યાનાં માતાપિતા આ માટે ઘણાં જવાબદાર હોય છે. કન્યા એ પારકું ધન છે એ એઓ સાવ ભૂલી જાય છે. પુત્રીને એક દિવસ એક ઘરની ગૃહિણી થવાનું છે. પત્ની થઇ પતિના સુખદુઃખમાં ભાગ લેવાનો છે. માતા થઈ બાળકોનું શ્રેય જોવાનું છે. આદર્શ સ્ત્રી થઇ જનસમાજની સેવા કરવાની છે એ ભૂલી જાય છે. અને તેમાં યે પૈસાદાર પિતાઓ તો પુત્રીને માટે ઘણી થોડી કાળજી રાખે છે. પરિણામે યુવાનોનાં જીવન પર ખરાબ અસર થાય છે. દેશની ઉગતી આશા જ્યારે નિરાશાના કાળાઘેરા સમુદ્રમાં ડુબકાં ખાતી હોય ત્યારે દેશ કે જ્ઞાતિની ઉન્નતિ કયાંથી સંભવે? આદર્શ લગ્નો પરજ દેશની ઉન્નતિ રહેલી છે. અન્યોન્યને અનુકૂળ પતિપત્ની આદર્શ સંતાનો ઉત્પન્ન કરી શકે છે.

કૉલેજમાં રજાઓ પડી. ઇન્દુ ઘર આવ્યો. આ પ્રસંગે એની એ બાળ સખી ત્યાં આવી હતી ઉરના કોઇ અનેરા આવેશો એને ત્યારે હચમચાવી રહ્યા.

ગામ પહોંચ્યો ત્યાંસુધી આ વિચારો આવ્યા કર્યા અને એ આવેશમાંજ એના મિત્રને એણે એક દિવસે બે પત્રો લખ્યા, પણ પછીથી એ બે પત્રને ભુલી જવા એણે એ મિત્રને વિનવ્યો હતો.

અને એની બાલ સખી પણ દુઃખી હતી. એના જેવીજ સ્થિતિમાં હતી. લલિત કળાઓમાં એ પ્રવિણ હતી, ભણેલી હતી. સૌન્દર્ય સાથે એનામા શીલ હતુ. પતિને સુખી કરવા એ ઇચ્છતી પણ એનો પતિ, જગતની નજરે જે એનો પતિ તે, આ પત્ની કરતાં બધી રીતે ઉતરતો હતો. યુવતીનો આત્મા ઓળખે તે વર. એનો આત્મા એને ઓળખતો નો'તો.

પિતા પંડિત હોત તો એ પૂછત—

'મુજ ચિત્તમાં આના પ્રભાવથી વિચિ જાગે કેમ ના?

મુજ ઉરતણું પરઉર સાથ શી રીત લગ્ન કરાવું હું?'

પણ કલ્પનાઓ એની મદદે આવે એમ ન્હોતું. એ કટુ સત્યતા એને અનુભવવાની હતી. ઇન્દુ એનો બાલ સ્નેહિ હતો. ઘણીયે વાર એઓએ નિર્દોષ આનંદમાં સાથે સમય ગાળ્યો હતો. છાના એ બન્ને હૃદયોએ સંલગ્ન થવા પણ ઇચ્છા રાખી હશે. પણ જગતમાં એવી કઇ શક્તિ છે કે જે એઓના અબોલ અભિલાષાને પુરા પાડે.

બન્ને આમ સમદુઃખી હતાં. બન્નેના જીવન સાથીમાં ઉણપ હતી. પણ હવે એ બન્નેને જુદા જુદા પંથો લેવાના હતા. ઇન્દુને આ બધું સાલતુ પણ હવે તો સહન કર્યે જ છુટકો. ક્રૂર સમાજ, સદાયે બલિદાન લેવા તત્પર સમાજને દયા ક્યાંથી આવે!

વળી પાછા એણે પત્ની તરફ દીલ ખેંચવા પ્રયત્નો કર્યા પણ નિષ્ફળ નિવડયા.

અને ખરેખર—

"પીળા પર્ણો ફરી નથી થતાં કોઇ કાળેજ લીલાં,
ભાંગ્યાં હૈયાં ફરી નથી થતાં કોઇ કાળે રસીલાં;
પામ ઋદ્ધિ ક્ષય પછી શશિ-પ્રાણીનું એ ન ભાવિ,
નાવે એને ભરતી કદી જ્યાં એકદા ઓટ આવી."

# જપ્તી અમલદાર

"જુઓને સાહેબ ! આ સામે પેલાં ઝાડ દેખાય છે ને તેની પાછળ એ પેલું પાણી જેવું દેખાય એ ખાંજણ, ને તેની પાછળ પેલો રડ, એ પેએ–નો. તેજ ગામ. ભાણુ આથમે તે પહેલાં તો આપણે પહોંચી જશું" કહી ભાડુતી ગાડીવાળાએ ઘોડાના મ્હોં આગળનું ઘાસ લઇ ગાડીમાં નાખ્યું ને લગામ લઇ પોતાની બેઠક પર બેસી ચાબુક ફટકારી. ઘોડાએ દોડવા માંડયું ને ઘોડાના દાબડાના પડઘા એકાંત રસ્તા પર પડવા લાગ્યા.

ગાડીમાં જાડા જેવા એક ગૃહસ્થ, કાળો લાંબ કોટ, ઢીલું ઢીલું પાટલુન ને ફેંટો બાંધી બેઠા હતા. એમનું મ્હોં જરા ચિંતાતુર હતું. થોડી વાર કૈંક ગણગણી આ શાંતિ જાણે અસહ્ય હોય એમ ગાડી હાંકનાર છોકરાને એનું નામ પૂછ્યું. પણ એ ગાવામાં તો એવો તલ્લીન થઇ ગયેલો હતો કે એણે કૈં સાંભળ્યુંજ નહિ.

"છોકરા ! એઇ, તારૂં નામ શું ?" સાહેબે વળી પાછું ઘોઘરે ઘાંટે પૂછ્યું.

"શું, સાહેબ ?"

"નામ, નામ, તારૂં નામ શું ?"

"નામ ? મારૂં ? મારૂં નામ ભાણો, સાહેબ."

"ભાણો કે ? તમે લોકો હમણા હમણા આ અસહકારની ચળવળને અંગે ખૂબ હોશિયાર થયા લાગો છો. તદ્દન લુચ્ચા ! પહેલાં કચેરીમાં આવતા'તા ત્યારે કેવા મેંઢા જેવા ગરીબ લાગતા'તા ને હવે તો વરૂ જેવા થઇ ગયા છો–વરૂ જેવા. હવે તો કચેરીનાં માણસોને યે રમાડી જાઓ એવા લાગો છો."

"નહિ, સાહેબ; સાહેબલોકને છેતરવાનું અમારૂં અભણ ગરીબ ખેડુતોનું શું ગજું ? તમે લોકો નકામા અમને ગાળો દો છો, સાહેબ."

"હું ! તમે અભણ ને ગરીબ ! પેલા હરામખોરોએ તમારા મગજમાં કંઈક જુદુંજ ઘુસાડયું છે. એઓ નામદાર સરકારના માયાળુ છત્ર નીચે રહી, એનાંજ મૂળીઆં ખોદવા પ્રયત્ન કરે છે. પણ એઓ કયાં ફાવવાના હતા ? આવડું મોટું બ્રિટિશ સામ્રાજ્ય !" વિચારમાં ને વિચારમાં સાહેબ ખડખડાટ હસ્યા. "પણ અલ્યા તમે ગરીબ છો છતાં દારૂતાડી તો ખૂબ પીઓ છો !"

"ત્યારે સાહેબ, તમને એમ લાગે છે કે અમારી પાસે પૈસા વધી પડયા છે તેમાં અમે પીએ છીએ ? નહિ સાહેબ, એમ નથી. પણ ગરીબાઈનાં દુઃખમાંથી જરા વાર છૂટી મનને આનંદ પમાડવા અમે પીએ છીએ. પણ તે તો સાહેબ, સમજ્યાને ? હવે અમે છોડી દેવાના ને ઘણાએ છોડી દીધું. આ પેલા ગાંધીવાળા, સાહેબ, બહુ સારા,

એમની સારી શિખામણોએ અમે લોક હવે સુધરી જવાના: ખરું કહું, સાહેબ."

"ત્યારે એ લસ્તાડી પીવાનું છોડ્યું એટલા પૈસા વધ્યા ને?" "પૈસા વધ્યા! સાહેબ, એક વખત પુરૂં ખાવાનું નો'તું મળતું તેને બદલે એક વાર નિરાંતે બટકું ખાતા થયા, તે યે તમારી આંખમાં આવશે? ભલું થજો એ ગાંધીવાળાનું!"

"હં, એજ ન્યાયી બ્રિટિશ રાજ્યસત્તાની વચ્ચે આવે છે ને!" સાહેબે દાંત કકડાવ્યા. "અચ્છા, એ બધું ડહાપણ જવા દે ને લખી રાખ કે એ ધોળી ટોપીવાળાને ભરોસે ચાલવાથી તમારૂં હવે આવી બન્યું. તમે મરી જવાના—બધા મરી જવાના—"

"સાહેબ, તમેજ લખી રાખો, મને લખતાં નથી આવડતું" કહી એણે મુડદાલ ઘોડાને ચાબુક મારી ને વિચારમાં પડી ગયો. ઘોડાઓ પણ જાણે વિચારમાં પડી ગયા હોય એમ ચાબુકનો અર્થ ન સમજ્યા.

સાહેબે કોટનું ઉપલું બટન ભીડયું. ફેંટાનો છુટી ગયેલો છેડો પાછો ખોસ્યો ને એ પણ વિચારમાં ડુબ્યા. રસ્તો તદ્દન નિર્જન હતો. એક કાગડો રસ્તા પરના એક સુકા ઝાડની ડાળી પર ઝૂલતાં ઝૂલતાં દુઃખિત સ્વરે કા—કા કરતો હતો; પણ એ પણ એક પળ પછી વિચારમાં પડી ગયો. વરસાદ મધરાતે અચાનક આવ્યો હતો, અને આજે યે વાદળાં દોડાદોડ કરી આકાશમાં ભેગાં થતાં હતાં ને વરસાદ પડવાની આગાહી આપતાં હતાં. ઠેકાણે ઠેકાણે પાણીનાં નાનાં ખાબોચીઆં વરસાદથી અને ખાસ કરીને ભરતીનાં પાણીથી ભરાયલાં હતાં.

આમ ભરતીનાં પાણી ને વરસાદથી થયેલા કાદવમાંથી ગાડી ધીમે ધીમે જતી હતી. ગાડીની પાછળ એક છુટું પાટીયું હતું તે સમજ્યા વગર ખડખડાટ કર્યા કરતું હતું. અને આ અવાજ ગાડીમાંના જાડા સાહેબને કંપાવતો હતો. છેવટ ધીરજ ખોઇ એણે પૂછ્યું, "અલ્યા, આ શાનો અવાજ થાય છે?"

"નારે સાહેબ! એ તો અમસ્તું પાટીયું છે. એ સાહેબલોક જેવું વિચિત્ર લાગે છે. એના ખડખડાટનો કંઇ અર્થજ નહિ. પણ સાહેબ! તે તમે અમારા ગામમાં સરકારી કામે આવો છો કે?" થોડી વાર પછી શાંતિનો ભંગ કરતાં ભાણાએ પૂછ્યું.

સાહેબે ફેંટો બરાબર કરી મ્હોં પર જરા હિંમત આણી કહ્યું. "હું અહીં હમણાં ખાસ નીમાયલો જપ્તી અમલદાર છું."

ભાણાએ પાછું વળી સાહેબનું મ્હોં એક ઘડી ધારીને જોયું ને પૂછ્યું, "કેં સરકારી કામે?"

"કામ તમને ખબર છેસ્તો, આ તમે લોકો સરકારની જમીન ખેડો છો, ને મહેસુલ આપતી વખતે તમને ચુંક આવે છે. આજે તમને બધાને હું સીધા દોર કરી દઇશ. આ પેલા ધાંધલીયા અસહકારીઓ તમને કૂદાવે તેમ કૂદો છો. એનું તો કાંઇ નથી જવાનું પણ તમારા તો ભુક્કા ઉડી જશે. સમજ્યો! એ તો આ સરકાર માયાળુ છે, નહિ તો ખબર પડને. જો હું બેજ દિવસ માટે રાજા થાઉં, તો તમને બધાને એવા સીધા કરૂં કે ખોડજ ભૂલી જાવ, અને એ માટે તમારા બધા પર દાખલો બેસાડવા આજે જઇને તરતજ તમારામાંના એકની મીલ્કત જપ્ત કરીશ. તમે મહેસુલ

નહિ ભરો એટલે શું? સરકારને છેતરવા માગો છો? તમને ખબર છે કે સરકારને છેતરવી એ કેટલા જોરની વાત થાય? ને આમ મીલ્કત જપ્ત થશે ત્યારેજ સમજશો." બોલતાં બોલતાં સાહેબને પરસેવો આવ્યો ને એમણે કોટનું ઉપલું બટન ખુલ્લું મુકયું.

ને ત્યારે ભાણાને ભાન આવ્યું. સરકારે મહેસુલની નવી આંકણી વખતે મહેસુલ ખૂબ વધાર્યું હતું. લોકોએ સરકારને એ વધારો અયોગ્ય છે માટે ઘટાડવા વિનતિ કરી પણ સરકારે ન માની, એટલે છેવટે લોકોએ સ્વતંત્ર તપાસ ન થાય ત્યાં સુધી કર ન ભરવાની પ્રતિજ્ઞા લીધી હતી. આજુબાજુ જપ્તીના ભણકારા સંભળાતા હતા ને કેટલીક જગાએ જપ્તી પણ થઈ હતી. પણ આ ગામમાં આટલી વહેલી, ગામ સ્ટેશનથી દૂર હોવાના સબબે અને ભરતીને લીધે, જપ્તી કરવા સાહેબ આવશે એવો ખ્યાલ કોઇને ન્હોતો. ભાણો ગાડી લઇને સ્ટેશને આવેલો ને સાહેબને બેસાડી લાવ્યો અને એ બિચારાને સ્વપ્ને યે ખ્યાલ નહિ કે એ જપ્તીદાર નીકળશે, છતાં એણે હાલ તુરત તો વાત ઉડાવવા પ્રયત્ન કર્યો.

"સાહેબ, એમ કે પરમેશ્વરે દુનિયા સરજી ને એને એમ લાગ્યું કે બૈરાંને મુછની જરૂર નથી એટલે મુછ ન આપી; ગધેડાને લાંબા કાન જોઇશે એમ એને લાગ્યું, એટલે એને લાંબા કાન આપ્યા."

"ચાલ હવે તારી મૂર્ખ વાતો બંધ કર! અંધારૂં થવા લાગ્યું ને કાલે સવારના પ્હોરમાં તો મારે પાછું જવાનું છે. ચાલ જલદી હાંક. આ તે સાલાં ઘોડાં કે ટટવાં? ઉંઘતાં તો નથીને?" સાહેબે આકાશ તરફ જોતાં

જતાં અંધારાં તરફ જોઈને કહ્યું: "અને અલ્યા ! કાલે તો મારી વર્ષગાંઠ છે."

"શું વાઘનો ધાક ? નારે સાહેબ, અહીં વાઘ કેવા ?"

"મૂર્ખા વાઘની વાત કોણે કરી ? મને તો જરા ઠંડીનો ભય છે, જલદી હાંક."

થોડા વખત સુધી તો આમ ચુપચુપ ચાલ્યું, પછી ભાણાએ શરૂઆત કરી, "તે સાહેબ ! આજે તમારો પહેલ વહેલો શિકાર કોણ થવાનું ?"

સાહેબે જરા વિચાર કર્યો ને પછી કહ્યું, "તારે જાણવું છે ? મકન જેરામ"

"એને તો હું ઓળખું છું. સાહેબ ! એ તો બહુ ગરીબ છે, એને ત્યાંથી શું લેશો ? ને સાહેબ, તમે તો કહેતા હતા કે કાલ તો મારી વર્ષગાંઠ છે. તો જવા દો સાહેબ, આવું અધરમનું કામ !"

'ગરીબ, એમ ?' તદન બદમાશ. ગરીબ હોય તો મહેસુલ ભરી દેતાં શું થાય છે ? એનાં ઢોરઢાંખર હશેને ? તમે લોકો ભેંસ તો ઘણા ખરા રાખો છો. ભેંસ લઈ જઈશ."

'સાહેબ, ગામમાં પાડા પણ છે.'

અંધારું વધવા લાગ્યું. સાહેબે આનો જવાબ ન વાળ્યો. ઘોડા ટગુમગુ કરતા ધીમે ધીમે ચાલતા હતા ને ભાણો ચાબુક મારવાનું ભૂલી કંઈક વિચારમાં પડી ગયો હતો.

આમ કેટલોયે વખત થયો, પણ ગામની તો નિશાની સરખી યે ન જણાઈ. ઠંડો પવન વાવા લાગ્યો. વાદળાં થોડાં વિખેરાયાં ને તારાઓ ટગમગવા લાગ્યા.

"અલ્યા આળસુ ! જલ્દી કર, ચાબુક માર, નહિ તો પુંછડાં મરડ. રાત અહીંજ ગાળવી છે શું ?" સાહેબ

તડુકયા. બેદરકારીથી ભાણાએ ચાબુક પછાડી પણ ઘોડા તો રોજના ટેવાયેલા એટલે એમણે તો પોતાની ગતિ વધારીજ નહિ.

અને આ વખતે ભાણાના વિચારો કંઇક બીજીજ દિશામાં દોડી રહ્યા હતા. એને મકનનું ઘર યાદ આવ્યું. એની ભેંસ આ જપ્ત કરશે તો એનું કુટુંબ કેટલી મુસ્કેલીમાં આવી પડશે એનો એણે ખ્યાલ કર્યો. છાશ ને દૂધ વિના ટળવળતાં એનાં છોકરાં એની નજર સમક્ષ ખડાં થયાં. અને વળી એવી કેટલીયે બીજી જગ્યાએ આ અચાનક જપ્તી કરશે અને એ બધું કોને લીધે? પોતે આ જપ્તીદારને ગાડીમાં લાવ્યો તેથી આખું ગામ કહેશે કે આ પીડા તું લઇ આવ્યો. ના, એણે કંઇક કરવું જોઇએ, હં. એને એક વિચાર સુઝી આવ્યો ને આજુબાજુ પથરાયેલો કાદવ જોઇ એણે ગાડી થોભાવીને કહ્યું, 'સાહેબ, આપણે રસ્તો ભુલ્યા છીએ' ને એણે અંધકારમાં મીટ માંડી.

"છોકરા! આંખ ખુલી રાખીને કામ કર નહિ તો તારૂં આવી બન્યું સમજજે. માર ખાશે, સમજ્યો કે?"

ભાણાએ લગામ હલાવી, ચાબુક પછાડી ને સાહેબને જાળવીને બેસવા કહ્યું. દૂર દીવા દેખાવા લાગ્યા. કુતરાંના ભસવાના અવાજ સંભળાવા લાગ્યા. સાહેબનો જીવ જરા હેઠો પડયો. એમનાથી થોડે દૂર શાંત પાણીથી ભરેલું એક નાનું સરખું તળાવ જેવું કાંઇક દેખાતું હતું. ઘોડા તે તરફ વળ્યા.

'એ શું છે?'

'કાંઇ નહિરે સાહેબ! એ તો ભરતીનાં પાણી ત્યાં આવ્યાં હશે ને જમીન જરા ઢળતી છે એટલે ભેગાં થયાં

હશે. પણ એમાં થઇનેજ રસ્તો જાય છે. ગભરાશો નહિ. એમાં પાણી કે ઉંડાં નથી. પણ જરા સાચવીને બેસજો, હં."

ઘોડાઓએ ધીમેધીમે ચાલવા માંડ્યું ને એ જેમ જેમ આગળ ચાલવા લાગ્યા, તેમ તેમ વધારે ને વધારે પાણીમાં ઉતરવા લાગ્યા. કારણ કે એ જગાએ એવો ચીકણો કાદવ રહેતો હતો કે એક વખત પગ અંદર મુકયો કે અંદર વધારે ને વધારે ખુંચાતાજ જવાના. ભાણો આ જાણુનોજ હતો.

પણ એવામાં તો અકળાયલા સાહેબે બૂમ મારી. "એ પશુ! ડુબાવી મારવો છે કે શું? આ ગાડીમાં તો પાણી ભરાવા લાગ્યાં." ભાણો અટકયો. બરોબર વચ્ચે આવીને ગાડી અટકી હતી. અંધારાંમાં કૈં દેખાતું નો'તું.

"ચલ બેટા, એણે ધીમો ટહૂકો કર્યો ને શાંત રાત્રિમાં એનો પડઘો પડયો. ને એણે કહ્યું, "સાહેબ, આતો સપડાયા. નીચે ઉતરીને ખેંચવું પડશે. ચાલો ઉતરો, ને સાહેબ! બે મળી જલદી ખેંચી કાઢીશું"

પણ સાહેબે તો ગાળોનો વરસાદ શરૂ કર્યો, "મૂર્ખા! આપણે અહીં ડુબી મરવાના."

'નહિરે સાહેબ, સાચ્ચી વાત. આપણે ડુબવાના નથી એ તો નકકી. એ જુઓને સાહેબ, અંધારાંમાં તો સૌ કોઇ રસ્તો ભૂલે. જરા શાંત રહો!" કહી એ ઘોડાની લગામ તપાસવા ગયો, ને પટાઓને બકલમાંથી કાઢવાઘાલવાનો અવાજ સંભળાયો. ઘોડાઓને ગાળ દઇ પાછો એની બેઠક પર બેઠો ને ચાબુક પછાડી બૂમ પાડી, 'ચલ બેટા'.

ઘોડાએ જરા ખેંચ્યું ને રહેજ આગળ ગયા પણ અચાનક એક ઘોડો છૂટીને ચાલતો થયે.

"અલ્યા, એ શું થયું ?" સાહેબે ચીસ પાડી.

'ઉભો રહે, અલ્યા, ઉભો રહે' ભાણાએ છૂટી ગયેલા ઘોડાને બૂમ મારી. અને ડચકારીથી એને બોલાવવા લાગ્યો, પણ પાણી ને કાદવથી ગભરાયેલા પશુએ રસ્તો શોધી કાઢયો ને કિનારા તરફ ફર્યો.

ભાણો બીજા ઘોડા પર કૂદયો ને ત્યાંથી એ પણ છૂટેલા ઘોડાને બૂમ મારતો મારતો એજ રસ્તે ચાલવા લાગ્યો.

'એ ગધેડા! એ પશુ! તું કયાં ચાલ્યો ?'

પણ જવાબમાં ફક્ત આનંદી અટ્ટહાસ્યજ સંભળાયું. 'અલ્યા! તું મને અહીં મરવા–જંગલી પશુઓનું ભક્ષ્ય થવા છોડી જશે ? નહિ, દોસ્ત, એમ નહિ!' સાહેબ ધ્રૂજતા ધ્રૂજતા બોલ્યા.

"આમ ગભરાઓ છો શું ? તમે કોણુ ? સાહેબ!" ભાણાનો અવાજ સંભળાયો. 'અહીં વાઘવરૂ આવતાં નથી. જરા કોટનાં બટન ભીડીને બેસજો. ગાડીમાં ઘાસ છે તે પાથરી ગોઠવાજો ને ફેંટો ઓઢજો, હું કાલ સ્હવારે વ્હેલો આવી તમને લઇ જઈશ. અને આખી રાત મારી ગાડીમાં રહેશો, તે બદલ કંઈ ભાડું નહિ લઉં. પછી કંઈ છે ?"

પણ સાહેબે પ્રાર્થના શરૂ કરી, "દોસ્ત! મારા ભાઇ, આવી તે મશ્કરી હોય! મને અહીં છોડાય! પાછો આવીને મને લઇ જા. જપ્તીબપ્તી મારે નથી કરવી. હું પાછો સીધો ઘર જઇશ."

"સાહેબ, અંધારૂં એવું ઘોર છે કે મને કંઈ દેખાતુંજ નથી. અને અધૂરામાં પુરૂં મારો ઘોડો ખોવાઈ ગયો છે. બોલો આજ સ્થિતિમાં તમેજ કહો હું તમને કેવી રીતે મદદ કરૂં ?"

અંધારાંમાંથી આવતો આ મશ્કરો અવાજ અવલ કારકુન મટી મામલતદાર થવાનાં સ્વપ્ના સેવતા જપ્તીદાર સાહેબે સાંભળ્યો. કાદવમાં ખૂંટેલા એમને આજુબાજુની ભયંકરતાનું ભાન થયું ને ભાણાને વળી પાછી વિનવણી શરૂ કરી.

"ભાઈ ભાણા! પાછો આવ, તને બમણું ભાડું આપીશ. તારે જે જોઈએ તે આપીશ, લે તને વચન આપું કે જપ્તી નહિ કરૂં, પણ તું મને આમાંથી બહાર કાઢ, નહી તો હું મરી જવાનો, મારાં બૈરીછોકરાં મારી વાટ જોશે. ને કાલે તો મારી વર્ષગાંઠ." એણે કાન માંડયો પણ અવાજ ન સંભળાયો. અને જાણે મગજ ભમી ગયું હોય એમ બૂમો પાડવા લાગ્યા. "પશુ! ગધેડા! જંગલી! પાછો આવ, મને લઈ જા. મારાં બાઇડીછોકરાં!"

પણ પછી એ સાહેબ ગાડીમાં પડયા, ને નાના બાળકની માફક રડવા લાગ્યા.

પણ અંધારી રાત્રિએ જવાબ નજ આપ્યો.×

---

×સૂચિત

# અદૃશ્ય જખમ

હજુ તો સ્હવારમાં હું ને સુધા અમારા બેમાંથી કોના પ્યાલામાં ચા વધારે છે તે નક્કી નો'તાં કરી શક્યાં, ત્યાં તો ઘંટડી સંભળાઇ ને મારા નોકરે આવીને મને કહ્યું: સાહેબ, બહાર કોઈ આવ્યું છે, ને આપને તરતજ મળવા માગે છે. મેં એને દવાખાનામાં બેસાડયો છે.

અમારી તકરાર મુલતવી રાખી મેં ઝડપથી ચ્હા પી લીધી, ને કપડાં પહેરી હું નીચે ઉતર્યો. આગંતુકે મને જોતાંજ વિનયથી સલામ કરી. એનો ફીક્કો અને ભયભીત ચહેરો એને થતાં કોઈ ત્રાસદાયક શારીરિક દુઃખની સાક્ષી પૂરતો હતો. એનો જમણો હાથ ઝોળીમાં હતો, ને બને તેટલો કાબુ રાખ્યા છતાં એના મ્હોંમાંથી દુઃખના ચિત્કાર વારેવારે નીકળી જતા હતા.

હું એની પાસેની ખુરશી પર બેઠો એટલે એણે શરૂ કર્યું: "ડોકટર સાહેબ, છેલ્લાં આખાં અઠવાડિયામાં હું જરા યે ઉંઘી શકયો નથી. આ મારા જમણા હાથમાં

કૈંક થયું છે પણ શું થયું છે તેની મને સમજણ પડતી નથી. કોણ જાણે કયો ભયંકર રોગ છે! શરૂઆતમાં તો ખાસ કંઇ આટલું બધું ન્હોતું. પણ પછી તો સખ્ત બળતરા થવા લાગી અને હવે તો એક પળ પણ ઠરાતું નથી. આહ! એવી ભયંકર બળતરા બળે છે! અને વળી પાછી એ કલાકે કલાકે વધતીજ જાય છે. અને જ્યારે આ દુઃખ તદન અસહ્ય થઇ પડયું ત્યારે આપની સલાહ લેવા આવ્યો છું. હવે જરા પણ વધારે વાર આ દુઃખ સહન કરવું પડશે તો હું જરૂર ગાંડો થઇ જઇશ. બાળો, કાપો, ગમે તે કરો પણ મહેરબાની કરી આ દુઃખ મટાડો.”

‘નારે, કાપવું તો નહિ પડે,’ મેં ખાત્રી આપતાં કહ્યું.

પણ એણે તો આગ્રહથી કહ્યું, ‘ના, કાપવું તો પડશેજ. હું કપાવવા ખાતરજ આવ્યો છું. બીજા કશાથી કાંઇ વળે એમ નથી.’ પછી મહામહેનતે ઝોળીમાંથી હાથ કહાડતાં એણે ઉમેર્યું: ‘જો હાથ પર જખમની નિશાની ન જુઓ તો આશ્ચર્ય ચકિત થશો નહિ. કેસ તદન અસાધારણ છે.’

આત્મશ્રદ્ધાથી હસતાં મેં એનો હાથ મારા હાથમાં લેતાં કહ્યું: ‘એવા અસાધારણ કેસો તો રોજ અમારે ત્યાં આવે એમાં આશ્ચર્ય પામતાં ક્યાં પત્તો લાગે!’ પણ જોયા પછી અજબ આશ્ચર્યથી મેં એનો હાથ છોડી દીધો, કારણ કે હાથમાં કંઇજ જણાતું ન્હોતું. કોઈ પણ સારા હાથ જેવોજ એ હાથ હતો. ચામડીના રંગમાં જરા યે ફેર ન્હોતો. છતાં એને ભયંકર દુઃખ થતું હતું એ નિર્વિવાદ હતું. મેં છોડી દીધેલો હાથ જે રીતે એણે ઝોળીમાં મુકયો તે આની સાક્ષી પુરતો હતો.

'તમને ક્યાં દુઃખ થાય છે ?'

એણે બે શિરાઓ વચ્ચે આંગળી વડે એક નાનું કુંડાળું કરી બતાવ્યું. પણ જેવો હું એને અડવા ગયો કે એણે હાથ તરત ખેંચી લીધો.

'તમને અહીં દુઃખ થાય છે ?'

'હા. ઘણું જ.'

'આ મેં મારી આંગળી મુકી ત્યાં તમને દુખે છે ?'

એ કંઇ ન બોલ્યો, પણ એની આંખમાંનાં આંસુઓએ પૂરતો ઉત્તર વાળ્યો.

'ખરેખર આતો તદ્દન અસાધારણ લાગે છે. મને કંઇ દેખાતું નથી.'

'મને યે ખબર નથી પડતી. પણ બળતરા તો એવી બળે છે ! આમ પીડાવા કરતાં તો મરવું સારૂં.'

બને એટલી તપાસ મેં કરી ! થર્મોમીટર, સ્ટેથોસ્કોપ બધાં નકામાં થઇ પડયાં. મેં માથું ખજવાળ્યું. ચામડી તદ્દન સારી હતી. કશે યે સોજા જેવું બીલકુલ જણાતું ન્હોતું.

'ખરેખર અદ્દભુત ! કોઈ પણ તન્દુરસ્ત હાથ જેવોજ તમારો હાથ છે.'

'પણ આ જગ્યા તમને વધારે લાલ નથી લાગતી ?'

'કયી ?'

હાથની પાછલી બાજુએ પાઇ જેવડું કુંડાળું આંગળી વડે કરી બતાવતાં એણે કહ્યું, 'અહીંઆં.'

મે એના સામું જોયું: મને લાગ્યું કે મારે કામ ભેજાં-ગેપ સાથે કામ પડયું છે એટલે એમાંથી છૂટવા મેં કહ્યું:

'જુઓ, એમ કરો થોડા વખત તમે શહેરમાં રહો અને થોડા દિવસમાં હું તમને મારાથી બનતી મદદ કરવા પ્રયત્ન કરીશ'

'ડૉક્ટર, હવે એક પળ પણ હું ખમી શકું એમ નથી. એમ ન ધારશો કે હું ગાંડો છું. આ અદૃશ્ય જખમ મને ભયંકર રીતે પીડી રહ્યો છે. મેં બતાવ્યો એટલો ગોળ ભાગ તમે હાડકાં સુધી કાપો એટલે બસ.'

'પણ સાહેબ! મારે એમ નથી કરવું.'

'શા માટે નહિ?'

'કારણ કે તમારા હાથને કંઈ થયુંજ નથી. એ મારા હાથ જેવોજ સારો છે.'

ગજવામાંથી સોની નોટ કાઢી ટેબલ પર મુકતાં એણે કહ્યું, 'ક્યાં તો તમે મને ગાંડો ધારો છો અથવા તો તમને લાગે છે કે હું તમને છેતરૂં છું. પણ હું ખરૂં કહું છું. આને માટે હું સો રૂપીઆ આપું છું, કારણ કે મારે મન એ એટલું અગત્યનું છે. હવે મહેરબાની કરી ઓપરેશન કરો.'

'આખી તમારી દોલત ઠાલવો તોયે આવા સારા અવયવને હું કદી યે મારા ઓપરેશન-નાઇફથી ન અડું.'

'પણ શા માટે નહિ?'

'કારણ કે અમે એવું શીખ્યા નથી. આખી દુનિયા તમને મૂર્ખ ગણશે અને તમારી નબળાઈનો લાભ લેવાનો આરોપ મારા ઉપર મુકશે. અથવા તો કહેશે કે જખમ હતોજ નહિ એટલું યે ડૉક્ટર ન જાણી શક્યો.'

'બહુ સારૂં. ત્યારે બીજો એક ઉપાય કરશો? મને જો કે ટેવ નથી છતાં મારા ડાબા હાથે હું જાતે ઓપરેશન કરી લઈશ. પણ ત્યાર પછીના જખમની તો તમે સંભાળ લેશોને?' એમ કહી એણે કોટ કાઢ્યો, ને ખમીસની બાંય ઉંચી ચઢાવી. બીજા કોઈને અભાવે

ગજવામાંથી ચપ્પુ કાઢી હું ના પાડી એને અટકાવું એટલામાં તો એણે ત્યાં કાપ પાડવા માંડયા.

કદાચ એકાદ નસ કાપી બેસશે, એ બીકે મેં એને પાસે જઇ અટકાવ્યો, ને કહ્યું: જ્યારે તમે એમજ માનો છો કે એમ થવુંજ જોઇએ ત્યારે લાવો, હુંજ એ કરીશ.

હુ ઓપરેશન માટે તૈયાર થયો. અંદરના ઓરડામાં એને ખુરશી પર બેસાડી મેં એને માથું ફેરવવા કહ્યું, કારણ કે ઘણી વાર દરદીઓ પોતાનું લોહી વહેતું જોઇ બેભાન થઇ જાય છે.

'નારે,' એણે કહ્યું. 'કેટલું કાપવું તે મારે તમને કહેવું પડશેને.'

આખીએ આ શસ્ત્રક્રિયા એણે શાંતિથી સહન કરી, અને એ દરમ્યાનનાં એનાં સૂચનો ઘણાં ઉપયોગી થઇ પડયાં. જ્યારે એ ગોળ ભાગ બરાબર કોતરી નાંખવામાં આવ્યો ત્યારે જાણે માથા પરથી દુઃખનો બોજો ઉતરી ગયો હોય એમ એણે છૂટકારાનો દમ ખેંચ્યો.

'હવે તમને જરા યે દુઃખ નથી થતું?' મેં આશ્ચર્યથી પૂછ્યું. એણે હસતાં હસતાં જવાબ આપ્યો, 'જરા યે નહિ. મને લાગે છે કે જાણે દુઃખનેજ કાપી નાંખવામાં આવ્યું છે. કાપતી વખતે જે જરાતરા લાહ્ય બળેલી તે ઉનાળામાં પ્રખર તાપ પછીની સંધ્યાની શીતળ લહરી જેવી મધુર લાગેલી. હાં...ના કાંઇ નહિ એ લોહી વહેવા દો. મને જરા ઠીક લાગે છે.'

પાટો બંધાઇ રહ્યો ત્યારે તો એ જાણે તદ્દન બદલાયલોજ લાગ્યો. એના મ્હોં પર આનંદ ને સંતોષ ચોકખાં દેખાઇ આવતાં હતાં. પોતે ઉતર્યો હતો એ ઘરનું સરનામું આપી એ છૂટો પડયો, ને હું એને જતો જોઇ રહ્યો!

ત્યાર પછી ઘણીએ વાર પાટો બદલવા હું એને ત્યાં જતો. અને પરિચય વધતાં મને એના પ્રત્યે ઘણું માન ઉત્પન્ન થયું. વડિલોપાર્જીત મીલ્કત ઘણી સારી હોવાથી એને આજીવિકાનો પ્રશ્ન નો'તો એટલે પોતાનાં વતનમાંજ રહી લોકોની બનતી સેવા એ કરતો હતો. અને એના વતનની આજુબાજુમાં એ ઘણો જાણીતો હતો.

ઘા રૂઝાઈ ગયો એટલે એ એને વતન ગયો.

ત્રણ અઠવાડીઆં પછી વળી પાછો એ આવ્યો. હું દવાખાનામાંજ હતો. ત્યાં આવીને એ આરામ ખુરશી પર પડયો. એનાં મ્હોં પર ગભરાટનાં ચિહ્ન હતાં. 'વળી પાછું ભયંકર નરકયાતના સમું દુઃખ' કહી એણે હાથ લાંબો કર્યો.

"અરે, વળી પાછું શું થયું ?" મેં આશ્ચર્યથી પૂછ્યું.

"મને લાગે છે કે તમે જોઈએ એટલું ઉંડું કાપેલું નહિ. એટલે વળી પાછી શરૂઆત થઈ અને આ વખત તો દુઃખ પહેલાના કરતાં ભયંકર છે. તમને તસ્દી ન આપવા માટે અત્યાર સુધી સહન કર્યું. પણ જ્યારે છેવટ ન ખમાયું ત્યારે અહીં આવ્યો.'

મેં હાથ જોયો. ઘા તદ્દન રૂઝાયો હતો અને નવી ચામડી આવી ગઈ હતી. જરાયે સોજો ન્હોતો. નાડ બરાબર ચાલતી હતી. તાવ નો'તો છતાં એના શરીરનો એકે એક અવયવ ધ્રુજતો હતો.

"ખરેખર આવું અસાધારણ દદ મેં કદી યે જોયું કે સાંભળ્યું નથી." મારાથી કહેવાઈ ગયું.

વળી પાછું એજ ઓપરેશન. પ્રથમના જેવુંજ બધું બન્યું. કપાઈ રહ્યા પછી એનું દુઃખ નરમ પડયું ને આરામ થયેલો લાગ્યો છતાં આ વખતે એના મ્હોં પર પહેલાં જેવુ

સ્મત નહોતું. છુટા પડતી વખતે ગયા વખતની માફક આનંદની છાયા એના મ્હો પર નહોતી.

"એકાદ મહિનામાં પાછો આવું તો તમે આશ્ચર્ય ના પામશો?" એણે કહ્યું. 'એવો વિચારજ ન કરશો!' હું બોલ્યો.

'નારે, દિવસ ઉગવાની જેટલી ખાતરી તેટલીજ એની માની લોને."

કેટલાયે મારા ડોકટરમિત્રો ને અન્ય મિત્રોને મેં આ વાત કરી. સઘાને સુદ્ધાં પૂછ્યુ પણ કોઇ સંતોષકારક જવાબ ન આપી શક્યું.

મહિનો વીતી ગયો ને એ ન જણાયો એટલે મેં ધાર્યું કે આ વખતે તો જરૂર એને આરામ થઇ ગયો. અને હું વાત લગભગ વિસરી ગયો હતો ત્યાં તો એક અઠવાડિયા પછી એનો પત્ર આવ્યો. મને આનંદ થયો. મને લાગ્યું કે એનું દર્દ મટી ગયું હશે એ માટે આભાર માનતો આ પત્ર હશે પણ મારી ધારણા છેક ખોટી નીકળી. પત્ર નીચે પ્રમાણે હતો.

પ્રિય ડાકટર,

મારા દર્દના મૂળ વિષે હવે હું તમને અજ્ઞાન રાખવા નથી ઇચ્છતો કારણ કે એ વાત મારે મારી સાથે પરદુનિયામાં નથી લઇ જવી. અત્યારે ફરી પાછો દર્દે ઉથલો માર્યો છે અને આ પત્ર લખવા માટે બળતી જવાળાઓને સમાવવા જખમ ઉપર સળગતો કોયલો રાખી બેઠો છું.

આજથી છ મહિના પહેલાં હું દુનિયામાં સુખી માણુસ હતો. મારે કશી યે ચિન્તા નો'તી. હું પૈસાદાર

હતો અને એ સ્થિતિથી મને સંતોષ હતો. વર્ષ પહેલાં હું પરણ્યો અને અમારાં એ સ્નેહલગ્ન હતાં. જે યુવતીને હું પરણ્યો તે સુંદર, સંસ્કારી અને સુશિક્ષિત હતી. અને મારા બંગલાથી થોડે દૂર રહેતાં લેડી દેશાઇને ત્યાં ઉછરીને મોટી થઇ હતી.

દિવસે દિવસે અમારો પ્રેમ શુકલપક્ષના ચંદ્રની કળા પેઠે વધવા લગ્યો, ને જગતને અદેખાઇ આવે એવાં અમે દંપતિ બની રહ્યાં. અમે પૃથ્વી પર સ્વર્ગવિહાર કરવા લાગ્યાં.

મને અત્યારે યાદ નથી પણ કોણ જાણે કઇ અભાગી-પળે કોઇએ મારા કાનમાં વિષ રેડયુ કે આ બધું બહારનું! સ્ત્રીઓ કદી પણ શુદ્ધ સ્નેહથી પુરૂષને ચાહતી નથી. ને મેં એ માન્યું. પોતાની સુખીમાં સુખી પળે મનુષ્ય દુઃખ શોધે છે. આ એની મૂર્ખતાની પરિસીમા છે.

એની બેગમાં એક નાની સરખી રમકડાં જેવી પેટી હતી. તેને એ હંમેશાં તાળું દઇ રાખતી અને એની કુંચીને જીવની પેઠે જાળવતી. કોઇ દિવસ નહિ, ને ત્યારે મને વ્હેમ આવ્યો. એમાં એવું શું એણે સંતાડયું હશે? હું વ્હેમમાં અંધ બન્યો. અને એની નિર્દોષ આંખોમાં છળભેદ જોવા લાગ્યો.

એક દિવસ લેડી દેશાઇ આવ્યાં ને એને એની મરજી વિરૂદ્ધ પોતાને ત્યાં ગરબાપાર્ટીમાં લઇ ગયાં. હું પાછળથી આવીશ, એમ કહી એમને મેં મોકલ્યાં. ગાડી દરવાજાની બહાર નીકળી કે તરતજ મેં મારી કુંચીનો ઝુમખો લઇ બધી કુંચીઓ વારાફરતી પેલી પેટી પર અજમાવવા લાગ્યો. અચાનક પેટી ઉઘડી. એમાં સુંદર રેશમી

રૂમાલમાં બાંધેલા કેટલાક પત્રો હતા. પહેલીજ નજરે કોઇ જોનારને આ પ્રેમપત્રો છે એ જણાઇ આવે એમ હતું.

મારી પત્નીની ખાનગી ચીજોને અડકવાનો મને હક છે કે નહિ, તેનો જરા યે વિચાર કર્યા વિના 'રીબન' છોડી, મેં પત્રો વાંચવા માંડયા.

આહ ! મારી જીંદગીની આ ભયંકર પળો હતી.

કદી યે કલ્પી ન શકાય એવો ગુન્હો મારી પત્નીએ કર્યો હતો–વિશ્વાસઘાતનો ! અને એ પત્રો હતા એક મારા મિત્ર તરફથી લખાયેલા, અને તે બંનેની વચ્ચેની વર્ષોની ગાઢ મૈત્રી દર્શાવતા હતા. આમાંના ઘણા પત્રોની તારીખ જોતાં મારા લગન પછી લખાયા હોય એમ લાગતું હતું. અને છતાં આ બધો વખત હું મને પોતાને સુખી માનતો હતો. એ વખતની મારી લાગણીઓ હું દર્શાવી શકું એમ નથી. મારા શરીરની રગેરગમાં વેરનું ઝેર પ્રસર્યું હતું.

મેં ધાર્યું હતું કે હું લેડી દેશાઇને ત્યાં હજી નથી ગયો એટલે એ જરૂર વ્હેલી આવશે. એમજ બન્યું. રોજના ઉમળકા ભર્યા સ્મિતે એ આવી. હું પણ રોજની માફકજ વર્ત્યો.

અમે બંને પોતપોતાના ઓરડામાં સુવા ગયાં. આ દરમીઆન મેં એક નિશ્ચય કર્યો હતો. આવા સુંદર શરીરની અંદર વસતા એ પાપી આત્માએ એ શરીર છોડવુંજ જોઇએ. જરાએ ગભરાયા વિના મધ્ય રાત્રિએ હું એના ઓરડામાં ગયો. એ નિરાંતે ઉંઘતી હતી અને હમેશનું સ્મિત એના મ્હોં પર રમી રહ્યું હતું. પણ આથી તો

મારો ક્રોધાગ્નિ વધારે પ્રજ્વળ્યો. મેં ઓશીકાથી એનું ગળું દબાવ્યું. એણે આંખો ઉઘાડી મારા તરફ જોયું ને આંખો પાછી મીંચી દીધી. પથારીમાં એ પાસું યે ન ફરી. જાણે સ્વપ્નામાંજ એ મૃત્યુ પામી. એના મ્હોંમાંથી આ દરમીઆન લોહીનું એક ટીપું મારા હાથ પર પડ્યું હતું. તે તો મેં સવારે સુકઇ ગયા પછી જોયું. કશી યે પૂછપરછ થયા વિના અમે એને બાળી કારણ કે મારો બંગલો ગામથી દૂર એકાંતમાં હતો. કોઇને કશો યે વ્હેમ આવે એમ તો હતુંજ નહિ ને લેડી દેશાઇને યે બાળવા લઇ ગયા પછીજ કહેવરાવ્યું.

મારો અંતરાત્મા મને ડંખ્યો નહિ. મારી વર્તણુંક ઘાતકી હતી–એને લાયકની હતી. મને આશા હતી કે થોડા વખતમાં હું આ ભૂલી જઇશ. મારા જેટલી બેદરકારીથી ભાગ્યેજ કોઇ ખુનીએ ખુન કર્યું હશે.

હું એને બાળીને ઘર આવ્યો ત્યારે લેડી દેશાઇ ત્યાં આવ્યાં હતાં. એ જરા ગભરાયલાં દેખાતાં હતાં. એમણે મને દિલાસો આપ્યો પછી મને એક બાજુએ લઇ જઇ કહ્યું, "મેં તમારી પત્નીને એક ચીજ મુકવા માટે આપી હતી." મારા શરીરમાં ચરેરાટી થઇ ને મેં પૂછ્યું: એવું શું હતું ? એમણે કહ્યું, 'આખી દુનિયામાં હું એકજ વ્યક્તિ પર વિશ્વાસ રાખી શકું એમ હતું. અને તે તમારી પત્ની પર. મારા થોડાક પત્રો મેં એને મુકવા આપ્યા હતા.'

હું અંદર ગયો ને પેટી ઉઘાડી પત્રોનું બંડલ એના હાથમાં મુક્યું. એમણે એ ઝડપી લીધું, ને એ ગયાં. હું બેભાન થઇ નીચે પડ્યો.

બરાબર એક અઠવાડીઆ પછી જે જગાએ પેલું લોહીનું ટીપું પડ્યું હતું તે જગાએ મને દર્દ થવા લાગ્યું.

પછી શું થયું તે તમને ખબર છે. હવે થોડા દિવસમાં મારી એ વ્હાલસોઇ પત્નીને મળવાને હું જઇશ. મને આશા છે કે એ માફી આપશે.

લિ.

તમારો × × ×

કાગળ વાંચી મેં ટેબલ પર મુકયો ને ત્યારપછી ત્રીજેજ દિવસે પેપરોમાં એની મૃત્યુ નોંધ વાંચી. ×

× સૂચિત



# દાજી નાયક

દાજી નાયક પરણ્યા પછી તરત એકાદ બે વર્ષે સાસરે લગભગ હંમેશને માટે વહુઓ રહેવા આવે તે સમયના ન હતા. પણ પરણ્યા પછી દશ પંદર વર્ષે જ્યારે સાસરાનું મુખ વહુઓ જોતી તેવે સમયે આ પૃથ્વી પર ઉતર્યાં હતા. ત્યારે કુંવારાઓની સંખ્યા આટલી બધી ન હતી, અને વરની પસંદગી કરવાનું ધોરણ પણ આવું ન હતું. કાળાકાકા જેવા પુરુષો, કે જેમને દિવસે યે કુતરાં ને બિલાડાં વચ્ચેનો ફેર ન સમજાતો, તેઓ પણ બબ્બે વાર પરણ્યા હતા.

હમારા ગામમાં ત્યારે આલીશાન મકાનો ન હતાં, ને ત્યારે તો નળીઆં ને ભીંતોથીએ જેમનું રહેઠાણ ઢંકાતું તેમનાં અહોભાગ્ય. કારણ કે લોકો ઘણે ભાગે છાપરાંમાં રહેતા, અને આવાં એકાદ છાપરામાંજ દાજી નાયક જન્મ્યા હતા.

દાજી નાયક પહાડી જુવાન હતા. અને લાડુફુઇ તો કહે છે કે " વીર પુરૂષોના જમાનામાં એ મહાવીર હતા.

અને ગામમાં લુંટ પડી ત્યારે 'છાપરાને બારના ની એવે તો પૈદા થેપો, પૈદા થેપો' કહેનાર બીરૂ માનવીઓમાંના એ એક નહતા." દશ પંદર ગાઉ જવું કે પાંચ સાત રોટલા ખાવા એ એમને મન રમતની વાત હતી. સાધારણું વાતમાં યે જ્યારે તેઓ ખુશ થઇ તાળી આપવા તૈયાર થતા, ત્યારે કોઇની હિંમત હાથ લાંબો કરવાની નોં'તી થતી, કારણ કે એમ કરતાં વગર મહેનતે હાથ પર મેંથી મુકાવવાનો સુયોગ સાંપડતો.

દાજી નાયક લંબાઇમાં કોઇને ગાંઠે એમ નોં'તા. (જીવી કાકીના સદ્ભાગ્યે યા દુર્ભાગ્યે—તે તો કોણ જાણે—એઓ કોઇ સરકસવાળાની નજરે ન પડયા નહિતર એમની જીવન-નૌકા કોઇ જુદીજ રીતે વહેત ) અને તેમાં યે એમને આકાશમાં તારાઓનું નિરીક્ષણ કરવાની ટેવ પડી ગઇ હતી. આથી કેટલાક યુવાનો એમને 'દાજીઓ ઉંટ' કહેવાની ધૃષ્ટતા કરી તોછડાઇનું પ્રદર્શન કરતા. પણ એઓ એથી પર હતા અને આથીજ ગામના એક મહાપુરૂષ તરીકે હું એમને ઠોકી બેસાડવા માગુ છું. એઓ એક વાર સુરતના એકાદ રસ્તા પરથી પસાર થતી વાદળીને જોતા, માળ પરની દુકાનનાં પાટીઆ પરનું બાવલું જોતા ચાલ્યા જતા હતા, એવામાં એમના પગ પરથી એક નાનીશી રેંકડી ફરી ગઇ એ ચોંકયા. હાંકનારની બેદરકારી એમને ખુંચી, ને સ્હેજ આગળ વધી એ રેંકડીને એવો તો હડસેલો માર્યો કે તે 'દૂર સુદૂર' જઈ પડી, અને એક નાનું બાળક એમાંથી ગરબો ગાતું પેલે ખુણે જઇ પડી બાને સંભારવા લાગ્યું. ભેગી થએલી માણસોની મેદની વચ્ચે હાથ ઉગામતા ઉગામતા એઓ કાંઇજ ન બન્યું

હોય એમ ચાલ્યા ગયા. પણ બે ચાર દિવસ એમણે પીઠી ચોળાવેલી એમ બેનામાસી કહેતાં હતાં. પણ આ વાત માટે બે મત છે, ને અંબાકાકી કહે છે કે એમને કંઈ વાગ્યુંજ નો'તું. એમના જીવનના થોડાક મહાન પ્રસંગોના વિવરણમાંજ આપણે સંતોષ માનવો પડશે. કારણ કે એવા ઘણા મહા પુરૂષોના જીવનના કેટલાયે પ્રસંગો પર વિસ્મૃતિની ઝાંખ ફરી વળે છે.

સંધ્યા કાળે એઓ પરસેવો લૂછતા છાપરાને બારણે બેસી બીડીનો ટોટો વાળવાની તૈયારીમાં હતા એવામાં એમનો એક ભત્રીજો રૂદરજી આવી પહોંચ્યો, ને પૂછ્યું, 'કેમ દાજીકાકા, બીડી બનાવો છો?'

'ત્યારે હહરીના તું બનાવી આપવાનો ઉતો હું?' કાકાએ પ્રત્યુત્તર વાળ્યો

આજ વખતે રૂદરજીના મગજમાં એક વિચાર આવ્યો. જરાક આનંદથી એની આંખ ચમકી, ને એ બોલ્યો, 'તે દાજીકાકા, કહ્યા વગર હું એ શું જાણું. માગ્યા વગર તો મા યે ન પીરસે. પણ આજે તો મારે તાં એક સરસ તંબાકુની ભુટ્ટી તાજીજ અંકલેહરથી આવેલી છે, તેની બીડી બનાવી લાઉં?'

'હારૂ, તીઆરે લાવ, તારી ભુટ્ટી કેવીક છે તે હું તો જોઉં.'

રૂદરજી ઘેર ગયો. થોડાંક મરચાંનાં બીઆં નાંખી, ઉપર તમાકુ ભભરાવી દાજીકાકાને બીડી બનાવી આપી. દાજીકાકાએ સળગાવી પાંચ છ દમ માર્યા.

'આબાદ! ખરી રૂદરા, તારી ભુટ્ટી ખરી!'

ધીમે ધીમે એમની આંખ અને નાકમાંથી પાણી વહેવા લાગ્યું, ગળામાં ઝાળ બળવા લાગી, છતાં એઓ

ન સમજ્યા; ઉલટા કહેવા લાગ્યા. 'રૂદરા, ભુટ્ટી તો આબાદ લાવ્યો ? ક્યાંથી લાવેલો, અલ્યા ?'

'અરે એતો અંકલેશ્વરની રે.'

'ખરી બાઇ, ખરી. અંકલેશ્વરની ભુટ્ટી ખરી'

વળી પાછા વધુ દમ માર્યા, છેવટ ભગુપુઆથી આ સહન ન થયું ને બોલી ઉઠયા. 'અલ્યા, તું દાજીએ ઉંટ તે ઉંટ તારામાં તે અક્કલ કેદાડે આવવાની. હહરો કેટલો વખત થયાં મરચાંની બીડી પીએ ને કહે કે આબાદ ભુટ્ટી. તારી અક્કલ કાં વેચી આવ્યો ?'

ને ત્યારે એ સમજ્યા. બીડી ફેંકી દીધી ને 'રૂદરા, તારી તે...' કરતા ઉઠયા, ને રૂદરો તે દિવસે સાંજેજ હવાફેર માટે મરોલી ઉપડી ગયો.

થોડાં વર્ષ પછી એક વાર એમને ત્યાં ચાંચડમાંકડની કૃપા થઇ. થોડા દિવસ તો એમને એ આયાત માલમ ન પડી. પણ એક દિવસ રાત્રે ( જે દિવસે બપોરે પેટમાં જરા આફરો હોવાથી બે ચાર કલાલ ઉંઘ્યા હતા ) એ વસ્તીનું એમને ભાન થયું. બે ચાર કલાક તફડયા પછી એમણે પાસેના મકલા ભરવાડ (જાતે નહિ) આગળ આ કેસ રજુ કર્યો. મકલા ભરવાડે સેઢાની તકરાર માટે દાજીકાકાના ડાબા હાથની પ્રસાદી ચાખી હતી એટલે આ વખતે બદલો લેવાનો વિચાર કર્યો ને કહ્યું, 'એમાં હું (?) દાજીભાઇ, અંધેરીઆમાં ઘાલીને બ.ળી લાખોને. બધું ચાંચડમાંકડ જે ઓહે તેનું હાલ નીકળી જહે.'

'વાઆ......રૂ,' કહેતાં દાજીભાઇ અંદર ગયા. ચુલા પર અંધેરીઉં મુકયું ને એકાદ મોટું લાકડું ચુલામાં ઘાલીને સળગાવ્યુ ચુલો સળગતાંજ ઘરમાં હતાં તેટલાં

એએક બદન, એકાદ કામળ ને ધોતીઆનો કકડો (જીવી કાકી એમનાં 'હાઉસન જાઉસન' સાથે ત્યારે ત્રીએર હતાં) બધાં અંધોરીઆંમાં ઘાલ્યાં.

'તે અલ્યા, પછી શું કરવાનું?'

'પછી શું વરી? ઉપર ઢાંકણું ઢાંકી દેવાનું, ને બરાબર ઊનું થાય ત્યારે કાઢી લેવાનું.'

'સારૂં' કહી હાજી નાયકે અંધોરીઉં ઢાંક્યું ને વાડામાં ટાટ નાંખી સુતા. ધુંધરે જગાઇ ગયું ત્યારે દોડ્યા ને અંધોરીઆમાં જઇ જોયું તો રાખ. ત્યાર પછી હાજીનાયકે શું કર્યું તેની નોંધ નથી જડતી. લાડુફુઇ કહે છે કે ત્યાર પછી પાંચેક દિવસ સુધી હાજી નાયક દિવસના બ્હાર નો'તા નીકળતા. આ બે વાતો સિદ્ધ કરી આપે છે કે હાજીનાયક અલ્લાને ત્યાંથી કોઇ પણ જગ્યાએ સ્ટેશન કર્યાં વગર સિદ્ધા અહીં ચાલી આવ્યા હતા.

હાજીનાયક જેમ જેમ વૃદ્ધ થતા ગયા તેમ તેમ એમનો સ્વભાવ જરા ઝાંખી થતો ગયો. પણ એમની શક્તિ કાયમ રહી. એક વાર છાપનાના ચોકમાં હાજીનાયક બેઠા હતા ને જીવીકાકી રોટલાનો લોટ બાંધતાં હતાં, એવામાં હાજીનાયકને ભૂખ લાગી. પાસેજ મગનો બાડવો હતો. હાજીનાયકે તેમાંથી એકાદ મુઠી લઇ મ્હોંમાં ઓરી, ને ચાવતાં અવાજ થયો. અવાજ સાંભળતાંજ જીવીકાકી ચમક્યાં, ને કોઇ ઢોર મગ ખાતું હશે સમજી 'હડે હડે' કરતા ઉઠ્યાં, પણ જોયું તો 'ભાયગજી.' એવામાં 'મામી સાસુ, મને ઢોર ગણ્યું' કરતા હાજીનાયક ઉઠયા, ને જીવીકાકી દાંત બચાવવા કેડ કેડ જેવડાં અરૂનાં પાનના ક્યારામાં સંતાઇ ગયાં.

સ્ત્રીહોશિયારીની વાતો એમનાથી નો'તી ખમાતી, અને તેમાં યે એમના 'ઘરવાળાં'ની હોશિયારીનું કોઇ

ખ્યાલ કરતું ત્યારે તેઓ ખૂબ ચીડાતા. જીવીકાકીનાં એક રતનફુઇ હતાં, તે આખી આખીને કહેતાં, 'રસોઇ તો મારી જીવાની. બીજાં બધાં ફાંફાં.' દાજીનાયકે આનો બદલો લેવા વિચાર કર્યો. એક દિવસ એમણે એમની 'ધનતેરસ'ને દુધપાક રાંધવા કહ્યું. ને જ્યારે દુધપાક તૈયાર થવાની અણીપર આવ્યો ત્યારે જીવીકાકીની ગેરહાજરીનો લાભ લઈ એક ચેંગરૂ છાસનું ઉકળતા દુધપાકમાં નાંખ્યું. જીવીકાકી થોડી વારે આવ્યાં ને જોયું તો દુધપાક ફાટી ગએલો. ભયગ્રસ્તા હરિણી સમાં તે દોડયાં ને રતનફોઇને આસરે જઈ પડયાં. દાજીનાયકે ફક્ત એટલુંજ કહ્યું, "રાં...આ તારી રાંધવાની ચતુરાઇ કે?' પણ ત્યાર પછી રતનફુઇ એની ભત્રીજીનાં વખાણ કરવાનું ભુલી ગયાં. ખરેખર મહાત્માઓનાં ચરિત્રો કોણ જાણી શકે એમ છે?

વર્ષો વીતતાં દાજીનાયકની આંખની શકિત ઓછી થઈ, ત્યારના એક પ્રસંગથીજ આ રેખાચિત્રની સમાપ્તિ કરીશ. દાજીનાયકનો ત્રાસ એમનાં કુટુંબમાં કંઈ જેવો તેવો ન્હોતો. અને આથીજ જ્યારે ચૈત્રના એક ખરા બપોરે બાર વાગે 'ભગલા'ને એમણે બૂમ મારી કપડાં પહેરવા કહ્યું, ત્યારે એક પણ પ્રશ્ન પૂછ્યા વિના તે એમની સાથે જવા તૈયાર થઇ ગયો. રસ્તે જતાં એક નદી આવી ને તે હોડી વિના ઉતરાય એમ ન્હોતું. એટલે એમણે ભગલાને (ભગવાનજી એમનો ભત્રીજો) હોડીવાળાને બૂમ મારવા કહ્યું. પણ હોડીવાળો અત્યારે એનાં ઝુંપડામાં મીઠો આરામ લેતો હતો, એટલે શાનો સાંભળે? એથી ભગવાનજીએ કગરતાં કગરતાં કહ્યું, 'દાજીકાકા, તે તો નથી.' દાજીનાયકે એકાદ સરસ્વતી સંભળાવી લાકડી ઉગામી, પાઘડી ને અંગરખું નીચે

નાંખ્યાં; ને હોડીને કિનારે આણી. ભગુને એમાં બેસાડી હોડીને પેલે પાર લઈ ગયા, ને ત્યાં ઉતરી કપડાં પહેર્યાં, ને તેમ કરતાં પાઘડીને અંગરખો બન્ને અવળાં પહેર્યાં. પણ ભગુની યે કહેવાની હિંમત ચાલી નહિ, કારણ કે દાંતની એને જરૂર હતી. અને એવેજ વેષે દાજીનાયકે સસરાનાં ગામમાં પ્રવેશ કર્યો.

ત્યારે તો રેંટિયાનો પ્રચાર ઘણો હતો (જો કે સ્વરાજ્ય તો નો'તું) એટલે છોકરીઓ બારણે બેઠી બેઠી રેંટિયો કાંતતી હતી. તેમણે દાજીનાયકનો આ સ્વાંગ જોયો, ને એમનાથી હસાઇ જવાયું. દાજીનાયક જેવા માણસ આ અપમાન સહન કરે એ અશક્યજ હતું. પગમાંથી એક 'ઓખાઇ ખાસડું' કાઢી 'તમારી તે...' કહીને એમના તરફ જોસથી ફેંક્યું. છોકરીઓ ગભરાઇને નાસવા ગઇ. પણ તેમ કરતાં એમનાં વસ્ત્ર રેંટિયામાં ભેરવાયાં, એટલે રેંટિયો કાંતનારી અને રેંટિયો બન્ને સાથે ગબડયાં, અને આમ ત્યાં 'તપતી આખ્યાન'ના ભયગ્રસ્ત મુનીઓ જેવી સ્થિતિ થઇ પડી. આમ છતાં દાજીનાયક તો કંઇજ નથી બન્યું એમ ગણી પોતાનું ખાસડું પુનઃ પ્રાપ્ત કરી સાસરે સીધાવ્યા. ને ત્યાં યે અત્યારે આવે વેશે ક્યાંથી એમ પૂછવાની કોઇની હિંમત ન ચાલી. રાત વીતી ગઈ, ને બીજા દિવસનો બપોર થયો. દાજીનાયક જમવા બેઠા. રસોઇમાં કંસાર ઘી હતાં. ઘીની વાડકી એક બાજુએ જરા ઓથામાં હતી તે દાજીનાયકથી ન જોવાઇ. અને કંસારને ભાત પાસે હતાં તે ભાત સાથેજ અમરાડીને દાજીનાયક ખાઈ ગયા. પણ જમી ઉઠયા પછી તરતજ દાજીનાયકનાં મ્હોં પર ક્રોધમાં ચિન્હો જણાયાં ને ભગુને કપડાં પહેરવા કહ્યું, ને બોલ્યા, 'અલ્યા,

ચાલ આપણે ઘેર જવાતા.' સાસુસસરા વિચારમાં પડી ગયાં. 'નાયક, એમ શું; આજનો દાડો તો રે'વ. સાંજે છઉ પોર જજો !' પણ નાયક સાંભળેજ શાના. ગામથી એકાદ માઇલ ગયા પછી એમણે કહ્યું. 'ભગલા, આ લોક તો હદરા છેક નકામાજ દેખું. કાંઈ ગળચટ પણ ના કીધું. હદરા છેક નાગા.' ભગુની સ્થિતિ અત્યારે કુરુક્ષેત્રના એ મહાભારત યુદ્ધમાં થએલ યુધિષ્ઠિરની સ્થિતિ જેવી થઈ પડી. છેવટ જરા હિંમત લાવી કહ્યુ. 'નાના જરા ગળચટ તો હતું.' 'હત્ત તારીની. મને કહ્યું ઓ ની. હદરાએ એકલો એકલો દરો ભર્યો' કહેતાં દાજીનાયકે એક તમાચો ભગુને માર્યો, ને ભગુની આંખમાથી બોર બોર સમોવડાં આંસુઓ સરી પડયાં. 'બાયલા, ચાલ પાછો' કહેતા દાજીનાયક વળી પાછા સાસરાં તરફ વળ્યા ને રસ્તામાં ભગુને કહ્યું, 'હદરા, જમતી વખતે જરા આંગળી કરજે.' એમને પાછા વળેલા જોઈ ગામલોકો વધુ આશ્ચર્યમા ડુબ્યા. સસરાનું આતિથ્ય એમણે અડધોએક માંડના ગ્રહણ કર્યું. પણ જ્યારે જ્યારે એઓ જમવા બેસતા, ત્યાર ભગુ ધીમે રહી કહેતો, 'નાના, ઘી પણું છે. અને આજે અમુક રસોઇ કરેલી છે.' પ્રસન્નવદને પછી એ પોતાને ગામ સીધાવ્યા. પણ ત્યાર પછી ઘણી વાર સુધી ભાણા લલ્લુને (એમના સસરાને) લોક કહેતા, 'ભાઇ, જમાઈ તો તેં દીવો લઇને શોધી કાઢેલો'

એમના જીવનના ઘણા પ્રસંગોમાંથી આ તો થોડા છે. એમનાં ગૃહજીવનનાં રસમય લ્હાણાંઓની નોંધ આમાં નથી. કારણ કે એમનાં ધર્મપત્નીએ તો જન્મ્યા તરતજ આ પૃથ્વી છોડી જવાની ધૃષ્ટતા કરી હતી એટલે લાચાર.

સંજોગો આવા હોવાથી આ રેખાચિત્રની આટલી જ રેખાઓ દોરાઈ છે. વળી જો કોઈ કાકીમાસી એમના જીવનના કોઈ પ્રસંગો શોધી આપશે યા લગનમાં જતાં કોઈ એમનાં વંશવારસ મળી આવશે, તો આ રેખાચિત્રની પૂરવણી બહાર પાડશે ખરી.



# પરિવર્તન

જગા પટેલનું ઘર એટલે એક નાનું સરખું ગામ ને એમને ત્યાં રોજ લગ્ન જેવી ધમાલ. ને કેમ ન હોય? જગા પટેલને છ છોકરાઓ. એમની વહુઓ ને છોકરાઓ ને પાછાં આ છોકરાઓનાં છોકરાં. વળી પંદર વીસ ભેંસો, બે ચાર ગાયો, ને છ સાત બળદ. જગા પટેલને ખેતી સારી હતી, છતાં કોઈ દિવસ મજુરીનો પૈસો એમને ખરચવો નો'તો પડતો. આવડું મોટું કુટુંબ છતાં કોઈ દિવસ એ ઘરમાં તકરાર કે ઉંચે સાદે બોલચાલ થતી નો'તી. આજુબાજુનાં ગામોના લોકો કહેતા કે કોઈને કુટુંબનું ખરું સુખ હોય તો જગા પટેલને, બાકી બધાં ફાંફાં.

જગા પટેલના મોટા પુત્ર ભગાનો પુત્ર મકન વીસ વર્ષનો અચ્છો જુવાન હતો. એ એનો ઘણોખરો વખત રામા પટેલના ઘર આગળ ગાળતો. એ ઘણી સુંદર રીતે વાંસળી વગાડી શકતો હતો, એટલે ત્યાં બેઠો બેઠો એ વગાડયા કરતો. આનુ એક બીજું કારણ હતું. રામા પટેલને ભાણી કરીને એકની એક દીકરી હતી. અને આ ભાણી પાછળ મકન ઘેલો બન્યો હતો. એક દિવસ સાંજે

ભાણી કોઢારામાં ગઇ, ત્યારે એકાંત જોઇ મકન એની પાછળ ગયો ને પૂછ્યું, "ભાણી, બાપા ને દાદાને પૂછવાની મારી હિંમત નથી ચાલતી ને......"

"તો ના પૂછીશ. હું જેરામને પરણીશ." ભાણી પૈસાદાર પિતાની એકની એક પુત્રી હતી એટલે પિતાએ એને ખુબ લાડ લડાવ્યા હતા. પરિણામે એ જરા ઉદ્ધત બની હતી.

"તે તુ ધારે છે કે મારા વિના બીજા સાથે તારાં લગન હુ થવા દઇશ ? કોઇ બીજો તને હાથ તો અડાડે પછી હું જોઉં છું કે એ આ દુનિયા પર કેટલી વાર ટકે છે.'

આંખો નચાવતાં પગ ઠોકીને ભાણીએ કહ્યું, "ત્યારે તારામાં તો પૂછવાની યે હિંમત નથી, તો શું મારે આખી જીંદગી કુંવારી રહેવું ? વાહ ! વાહ !"

આનો કંઈ પણ જવાબ આપ્યા વિના મકને એનો હાથ પકડી પોતા તરફ ખેંચ્યો. પુરૂષના સ્પર્શે એને ગલગલિયાં થવા લાગ્યાં, અને એના છૂટવાના પ્રયત્નો શિથિલ થયા.

તે દિવસે સાંજે મકન કંઇક વિચિત્ર સ્થિતિમાં ઘેર આવ્યો. જીંદગીમાં પહેલીજ વાર આજ એણે દારૂ પીધો હતો. વાડામાં આવીને ચુલામાં બળતા દેવતાની જ્યોત જોતા જોતા એક લાકડાનાં ઢીમચાં પર બેઠો. એના હૃદયમાં કંઇ નવીજ જ્યોત આજે બળતી હતી. અંધારૂં વધવા લાગ્યું. પરિચિત સ્વરો સંભળાવા લાગ્યા છતા એ તો ગમના ચહરે બેસીજ રહ્યો, પછી હસી પડ્યો. જાણે કોઇને બટકા ભરતો હોય એમ હાથ લાંબા કરી વાંકો વળ્યો. ને હાથ છાતી

સાથે બીડી અચાનક નીચો પડયો. આવી સ્થિતિમાં એ થોડી વાર પડી રહ્યો. એવામાં એની ભાભી કંઈક શોધવા ફાનસ લઈ એ તરફ આવી. એને આ સ્થિતિમાં જોઈ એ ગભરાઈ પણ પછી ધીમે રહી એના ખભા ઉપર હાથ મૂકી પૂછ્યું, " મકનભાઈ, આજ કાંઈ પીધું છે ? "

'હં,' એણે ઘેનમાંજ જવાબ વાળ્યો.

"કેમ, દિયરજી ?'

'કેમ !'

'મારે પેલા જેરામને મારી નાંખવો હતો,' પાસે પડેલો પત્થર લઈ એણે દૂર ફેંકતાં કહ્યું 'એને ભાણી સાથે પરણવું છે.'

'છો પરણતો. આપણે શું ?'

'વાહ, આપણે શું કેમ ? મારે એને નથી પરણવા દેવો' એમ કહી એ ઉભો થવા ગયો, પણ નીચે લથડી પડયો ને દેરીએ હસતાં હસતાં પૂછ્યું, 'તે શું દિયરજી તમારે એની જોડે પરણવું છે ?'

'હા ! વળી,' પણ પછી જરાવાર એ થોભ્યો ને કંઈક વિચાર કરીને બોલ્યો, 'ભાઈ શું કરવા પરણ્યા ? એટલે હું–ચે.' 'વારૂ, હું બાપુને કહીશ, તે દાદીમાને વાત કરશે, ને દાદીમા દાદાજીને સમજાવશે. પણ હવે અંદર આવો ને સુઇ જાઓ. દાદાજી આ સ્થિતિમાં તમને જુએ એ સારૂં નહિ. તે સમજ્યાને તમને ગમે તેવી વહુ, જોઈએ તો ભાણી, આણી આપશું. પણ હવે ડાહ્યા થાઓ' એમ કહી મકનનો હાથ પકડીને એના ઓરડામાં લઇ જઈ સુવાડી આવી, ને તરત પાછી રસોડામાં આવી બધાંને આ વાત કરી.

'એ છોકરી આપણાં ઘર માટે નકામી.' એકે અભિપ્રાય આપ્યો.

'કેટલું અભિમાન એનાં માથામાં છે?' બીજી બોલી.

'અરે, છેક ઉદ્ધત.' ત્રીજીએ ટાપસી પૂરી.

× × × ×

જગા પટેલ ઘણા વૃદ્ધ હતા. ગામમાં એ જુવાન હતા ત્યારે ધાડ પડેલી. એ ધાડપાડુઓ સાથેની લડાઈમાં એમને કપાળપર એક મોટો ઘા પડેલો હતો, જે સહેલાઈથી જણાઈ આવે એમ હતો જગા પટેલ આખા ગામના દાદા હતા. એમનાં પત્ની વર્ષો થયાં મરી ગએલાં. પણ એમના મોટાભાઈની વિધવા સ્ત્રી હતી. જેને બધાં દાદી કહેતાં, અને ઘરમાં કોઈ કામ માટે દાદાજી પાસે રજા લેવા પહેલાં દાદીમાની મંજુરી મેળવવી પડતી. આ ઘરનું રાજ્યતંત્ર ત્રણ જણના હાથમાં હતું: દાદાજી, દાદીમા ને દાદાનો મોટો છોકરો ભગો. ઘરનાં માણસો એમની આજ્ઞા પાળતાં. કેટલીક વાર જાણી જોઈને આ ત્રણે જણ થોડી વાર ઘર છોડી જતાં કે જેથી ન્હાનેરાંઓને મરજી માફક વર્તવાનું જડે, ને ત્યારે સ્ત્રીઓ વાત કરી લેતી, ને પુરૂષો બીડી પી લેતા. પણ આ ત્રણમાંથી એક પણ ઘરમાં આવે કે બધાં શાંત થઇ જતાં.

દાદા ઘણા ઘરડા હોવાથી બાળક માફક વર્તતા. કોઈ વાર સાધારણ વાતમાં ચીડાઇ જતા, ને જે કોઈ પાસે હોય તેને મારી પાડતા, નહિ તો વળી આનંદી રહેતા ને પૌત્ર પ્રપૌત્ર સાથે રમ્યા કરતા. તો કોઇ વાર કંટાળીને કહેતા 'ડુંગર પરનાં સુકાં ચીમળાએલાં ઝાડ જેવો હું એકલોજ રહી ગયો.'

મકનના આ પરાક્રમને બીજે દિવસે ભગો ગંભીર ચ્હેરે દાદીમા પાસે ગયો ને કહ્યું, 'આપણો આ મકન રામા પટેલની છોકરી સાથે પરણવાની હઠ લઇ બેઠો છે.'

'કયો મકન ?'

'આ મારો નાનો !'

'હં. કોની છોકરી તેં કહી ?'

'પેલા રામાની ઉદ્ધત છોકરી.'

'ભાણી, એ છોકરી આપણા ઘરને શોભે એવી નથી.'

'હા. હું પણ એ માનું છું. પણ મકન એની પાછળ ગાંડો થયો છે, ને દેવી કહેતી હતી કે કાલે રાતે એણે જોવા જેવું કીધેલું !'

'કેમ ! શું કીધું 'તું ?'

'પણ તમે દાદાજીને ના કહેતાં.'

'નારે.'

'દેવી કહેતી હતી કે એ પીને આવેલો. અને જેરામ પણ તે ભાણીનો ઉમેદવાર છે તેને મારી નાંખવાની વાત કરતો હતો.'

'શું કહે છે !' દાદીમાએ જરા વિચાર કર્યો ને કહ્યું, 'વારૂ. હું દાદાને કહીશ.'

'પણ, જોજો ગઇ કાલે રાતની જરા યે વાત એમને કાને ન જાય, હં.'

દાદીમાએ દાદાને વાત કરી. દાદાને ઉપાધિ થઇ પડી. થોડો વાર માથું ધુત્રડી એમણે કહ્યું, 'ભાભી, તમે કહો એ વાત ખરી . પણ મેં ઘરડાઓ પાસે સાંભળેલું કે યુવાન માણસની ઇચ્છાને અવગણી એનાં હૃદય પર ઘા કરવો એ સારૂં નહિ. આપણે ત્યાં નાનાં મોટાં મળી પચાસેક માણસ તો હશે ને ?'

'પચાસ કેમ ? વધારે.'

'તો એટલામાં આ એક ભાણી નહિ સમાય ?'

× × × ×

લગ્ન થઇ ગયાં ને એક વખત ભાણીએ એની સખીને કહ્યું, 'મેં નો'તું કહ્યું કે મારૂં ધાર્યું થવાનુંજ. આપણાં આ સાત ગામમાં મારા જેવું કોઇ રૂપાળું છે કે ?'

સાસરે આવ્યા પછી પણ ભાણી એવી ને એવી સ્વેચ્છાચારી રહીઃ તદ્દન અભિમાની ને ઉદ્ધત. સોંપેલું એક પણ કામ એ ન કરતી ને તરત જવાબ વાળતી, 'મારા બાપને ત્યાં હું એ નો'તી કરતી. મારે તે એને આખા ને માખા બે રોટલા જોઇએ તે સારૂં હું કંઇ આખી ફોજના રોટલા નથી ટીપવાની.' પણ ઘરમાંથી કોઇ પણ સ્ત્રીની એને કહેવા હિંમત ચાલતી નહિ. સૌ પોતપોતાના પતિઓ આગળ વાત કરતી. પણ દાદા કે દાદીમા આગળ કોઇ આ વાત લઇ જઇ શકતું નહિ. થોડો વખત સુધી તો તેઓએ સહન કર્યા કર્યું ને એનું તોફાન ગુપ્તજ રાખ્યું. બધાં એના વતીનું કામ કરી લેતાં અને એની ઇચ્છાને સંતોષવા મથતાં. પણ આથી તો એ વધારે ફાવી ને બધાંને ગુલામ જેવાં ગણવા લાગી. છ મહિનામાં તો ભાણીએ ત્રાસ વર્તાવી મૂકયો. એ ખેતર કામ કરવા યે ન જતી અને ઘેર રહી છોકરા યે ન સાચવતી, અને એક વખત તો બધાં કરતાં સારાં કપડાંની માગણી મકન પાસે કરી. મકને સમજાવ્યું કે દાદીમા ને દાદા બધાં માટે એકજ જાતનાં કપડાં લાવે છે, અને મારાથી સારૂં લેવાયજ નહિ. તરતજ ભાણીએ જવાબ આપ્યો, 'હું તમને પરણી છું, દાદાને નહિ. અને તમે જો આવા બાયલા જેવા રહે-

વહાલા હો તો હું મારા બાપને ઘેર ચાલી જઈશ.' મકન તો આ સિવાય બેઠજ રહ્યો.

દિવસે દિવસે ભાણીનાં તોફાન વધતાંજ ગયાં. માને ઘરનાં માણસોને પજવવાને એ જાતજાતના ઉપાયો અજમાવવા લાગી. કુતરાઓને ઘરમાં ઘાલી રાંધ્યું ખવડાવી દેતી. કોઇ એને ઉનું ઉનું દુધ સોંપીને જાય તો એ ઉભરાવા દેતી. ને એક દિવસ સાંજે જ્યારે એનો વારો રોટલા ઘડવાનો હતો ત્યારે એ મેળા જોવા ચાલી ગઈ. ને ત્યારે ઘરની સ્ત્રીઓ ભેગી મળી વાતો કરવા લાગી—

'બ્હેન, કોણ જાણે ક્યાં પાપોને લીધે આ પીડામાં આવી પડયાં છે.'

'કોણ જાણે, બ્હેન.'

'હવે તો પ્રભુ બચાવે તો.'

'ચાલો આપણે દાદીમાને જઇને કહીએ, એ દાદાને કહેશે.'

'તમે કહો '

'કેમ હું ?'

'કેમ, તમને ભીખારીની છોકરી કહેલીને ?'

જો દાદીમાએ સંતાઇને આ વાત સાંભળી ન હોત તો આમાંનું કોઇ કહેવા જાય એમ નો'તું. અધુરામાં પૂરૂં દોડતાં દોડતાં ભાણીએ પોતાની નવી ઓઢણી ફાડી એટલે મકન દાદા પાસે ફરિયાદે ગયો.

મકન નાનપણથીજ શાંત અને આજ્ઞાંકિત હતો. એ દાદા પાસે ગયો ત્યારે દાદા પાપડી છોલતા હતા. મકનને જોઈ એણે ગુસ્સાથી પૂછ્યું, 'કેમ ?'

'દાદાજી, હું તમારી માફી માગવા આવ્યો છું. હવે તમારાથી છુપું રાખવાનો કાંઇ અર્થ નથી. આપણા ઘરમાં મેં કલેશ ઉત્પન્ન કર્યો છે.'

દાદાએ માથું ઉંચક્યું. પાપડીની ટોપલી દૂર હડસેલીને ગુસ્સાથી બોલ્યા, 'મને બધીએ ખબર છે, હ, તું શું મારી સ્વતંત્રતા ને મારા આખા ઘરના સુખનું સત્યાનાશ વાળવા બેઠો છે?

દાદાને બધી વાતની ખબર પડી ગઇ જાણી મકન તો શાંત થઇ ગયો ને દાદાને પગે પડતાં પડતાં બોલ્યો, 'દાદા, મારે શું કરવું તે મને સૂઝતું નથી.'

'જા. તું અહીંથી આઘો જા. તું માણસ છે કે ઢોર?'

મોઢું સંતાડી રડતો રડતો એ બોલ્યો, 'મારું ને એનું જે તમારે કરવું હોય તે કરો, મને મારી નાંખો ને એને કાઢી મૂકો. પણ મને કુતરાની માફક આમ હડસેલો નહિ. દાદાજી, દયા રાખો.'

દાદાએ ગુસ્સો કાબુમાં રાખવા પ્રયત્ન કર્યો. પગ લાંબા કર્યા ને ધીમેથી કહ્યું, 'દિકરા મારા, પણ પસંદ તેં કરેલાને? મેં તને કહેલું?'

'નહિ દાદાજી, વાંક મારો જ છે.' મૂછ પર હાથ ફેરવતાં દાદાએ કહ્યું, 'ત્યારે હું શું કરું? ખોટાંનું કૈં મારાથી ખરું થવાનુ?'

'પ્રભુની સહાયતાથી તમે કરી શકશો.'

'હવે પણ કેવી રીતે?'

દાદીમા ત્યાં હોત તો દાદાજીની આંખમાં રમતી મસ્તી પારખી શકત.

'પ્રભુ તમને મદદ કરશે.'

'અને તું ? કેમ ? તું એને મ્હાતો નથી ?'

મકનની સ્થિતિ કફોડી થઇ પડી. શરમથી એ મરવા જેવો થઇ ગયો. ને દાદાએ તો ઉલટી એની સામી આંખ માંડી.

'એ બેકદર છે.'

'મને તે ખબર છે. પણ હું તને પૂછું છું કે તું એને ચ્હાય છે ?' મકન કંઇ બોલ્યો નહિ. એણે નાસી જવા ઇચ્છયું. પણ દાદાજીની નજર આગળથી છટકાય એમ ન્હોતું.

'મને લાગે છે કે રામા પટેલની એ એકની એક છોકરી હતી એટલે લાડથી એને એણે બગાડી મૂકી છે,' મકને કહ્યું.

પણ દાદાએ અધીરાઇથી પૂછયું, 'છોકરા ! હું તને પૂછું છું તે તું સાંભળે છે ? તું એને ચ્હાય છે કે નહિ તે કહે.'

'મને ખબર નથી.'

'પણ તારે એ જાણવું જોઇએ. હું તારા જવાબ પરથી ન્યાય કરીશ. પછી પાછો ફરિયાદ કરવા ન આવતો.'

'નહિ આવું, દાદા.'

દાદાના મ્હોં પરથી કોઇને યે જણાય એમ હતું કે એમણે કૈંક ઉપાયો આ માટે નક્કી કર્યા હતા અને એમાં ફાવવાની એમને સંપૂર્ણ આશા હતી.

× × × ×

સાંજે બધા પુરૂષો વાળુ કરવા બેઠા. દાદીમા બેઠાં હતાં. બે ત્રણ સ્ત્રીઓ પીરસતી હતી ને ભાણીનો વારો દૂધ મૂકવાનો હતો. બાકીની સ્ત્રીઓએ પોતાના ભાગનું

પીરસી લીધું. પણ ભાણી તો રસોડાના બારણા આગળ ઉભીજ રહી. દાદાજીએ કરડા આંખે એના તરફ જોયું. બધાં ચુપચુપ થઇ ગયાં. પણ ભાણીનું તો રૂંવાડું યે ન ફરક્યું. એક બીજી સ્ત્રીએ દુધ મૂક્યું.

બધાંએ ચુપચુપ વાળુ કરી લીધું ને દાદાના ઉઠવાની રાહ જોવા લાગ્યાં. પણ દાદા તો ખાવાનું પૂરું કરીને થાળી જરા દૂર હડસેલી હાથ પર માથું ટેકવી ભાણી તરફ જોતા બેઠા. ભાણી જરા અસ્વસ્થ બની. તેણે પોતાના સુંદર શરીરને જરા મરડી રસોડું છોડી વાડામાં જવા માંડયું. ત્યાં તો દાદાએ બૂમ મારી 'વહુ દિકરી, જરા ઉભાં રહો.' બધાં ચમકયાં. પણ દાદાજીએ તો ચાલુજ રાખ્યું, 'વહુ બેટા, મેં સાંભળ્યું છે કે આ ઘરમાં, મારાં છોકરાંઓમાં તને અજાણ્યું લાગે છે. પણ હું જીવું છું ત્યાં સુધી એવું કંઇ ચાલવા ન દઉં. મારાં કોઇ પણ છોકરાંને મારૂં ઘર કેદખાનું ન લાગવું જોઇએ. મને લાગે છે કે આ સ્ત્રીઓ, રસોડાં તરફ આંગળી કરી, તારી સાથે ખરાબ રીતે વર્તે છે એમને ખબર નહિ હોય કે હજી તો હું ઘરનો માલિક જીવતો બેઠો છું.'

ભાણી દાદાના વિચારો ન સમજી. ભય ને તિરસ્કારની લાગણીઓએ એને ઘેરી લીધી, પણ દાદાજીએ તો ચાલુજ રાખ્યું, 'એ બધાં તને ચીઢવે છે, તારી પાસે પોતાનું કામ ગુલામ તરીકે કરાવવા માગે છે. પણ એમને કયાં ખબર છે કે કેવા ઉંચા કુટુંબની તું છોકરી છે?'

દાદાજીએ માયાળુ દેખાવા પ્રયત્ન કર્યો. ભાણી બેચેન થવા લાગી.

'આવું હું મારા ઘરમાં હવે વધારે વખત નહિ ચાલવા દઉં. હું નબળો ઘરડો માણસ છું, મેં મારાથી બનતા પ્રયાસ ખમાતા નથી!'

દાદા કડક દેખાયા. એમના હોઠ ધ્રૂજ્યા ને મોટે ચોકખે અવાજે એમણે કહ્યું, 'બાબી, ભગો ને તમે બધા છોકરાઓ, સાંભળો. હું તમને ને તમારી વહુઓને આજ્ઞા કરું છું કે બધાંએ, ભાણીને બતાવતાં, આ સ્ત્રીનું કહ્યું કરવું. એના સુંદર હાથ બગડી જાય માટે ઘરનું કોઇ પણ કામ કરવાને હું એને ના પાડું છું કોઇ પણ એનું અપમાન કરશે યા એનું કહ્યું કામ નહિ કરે તેના પર પ્રભુનો ખોફ ઉતરશે.'

એ ઉઠયા ને દિલગીરી ભર્યા ચહેરે ધ્રૂજતાં ધ્રૂજતાં પોતાની ઓરડીમાં ગયા. બીજાં બધાં પણ ભાણી તરફ જોતાં જોતાં ગંભિરતાથી ઉઠી ગયાં.

અચાનક ભાણીને ગુસ્સો ચઢી આવ્યો. એ રસોડાની અંદર ગઇ ને ત્યાં બેઠેલી સ્ત્રીઓને કહ્યું, 'કેમ, સાંભળ્યું કે ?

જાણે સ્ત્રીઓ સાંભળી શકતીજ ન હોય.

'તો પેલાં ઝાડ નીચે વાડામાં મારી પથારી કરો; સારાંમાં સારાં ગાદલાં લાવજો. ને એઇ જમની ! તું મારી પથારી પાસે પંખો લઇને બેસજે.'

મનુષ્યો કેટલીક વખત કેવાં અજબ પ્રાણી થઇ જાય છે!

કોઇએ વાંધો ન લીધો કારણ કે દાદાજીના છેલ્લા શબ્દો 'પ્રભુનો ખોફ ઉતરશે' બધાંના કાનમાં હજી અથડાતા હતા શરમમાં મકન બિચારો વાડામાં પડેલા એક ગાડામાં જઇ સુતો. એણે ઉંઘવા ઘણા પ્રયત્નો કર્યા,

પણ ઉંઘ કંઇ કામળા જેવી નથી કે મરજી હાવે ત્યારે એના આવરણમાં આવી શકાય.

ભાણીની ઇચ્છા પ્રમાણે બધું થયું છતાં એ ધારતી હતી એટલી સહેલાઇથી એને ઉંઘ ન આવી. જીંદગીમાં આજ પહેલીજ વખત એને એકાંત સાલ્યું. ખુલ્લાં આકાશ નીચે સુતેલી એને લાગ્યું કે લગામ વિનાના ઘોડાના જેવી એની સ્થિતિ હતી. એનાં હૃદયમાં કૈંક બળતું હતું પણ સાંત્વન આપનારૂં કોઇ ન્હોતું. છતાં એ મક્કમ રહી.

'એ જમની સાંભળે છે? ઉંઘે છે કેમ? પ્રભુનો કોપ વ્હોરવો છે?' એણે રાડ નાખી.

ચન્દ્ર જગતને અમી પાઇ રહ્યો હતો. નિરવ શાન્તિ પૃથ્વી પર રાજ્ય કરતી હતી. અને કોક વાર દૂરથી આવતો કોયલનો ટહુકાર એ શાંતિનો ભંગ કરતો હતો. તે વખતે ભાણીના હૃદયમાં કૈંક તૂટતું હતું ને કૈંક લુપ્ત થતું હતું.

જરા યે વાર આ સ્થિતિ વધારે એનાથી સહન થાય એમ નો'તું છતાં શું થાય? પિતા પાસે જાય પણ ત્યાં જઇ શું કહે? દાદાએ તો બધાંને એની આજ્ઞા માનવાનું કહ્યું હતું. ના, ત્યાં તો નહિ. જાણે આ ભયંકર રાત તો ગમે તેમ પૂરી થશે પણ સહવારે શું કરશે? વધારે ગુસ્સે થાય? શાંત થાય? પણ કેવી રીતે શરણે જાય? ના?

આ ને આવા બીજા હજારો વિચારોએ એના મગજમાં તુમુલ યુદ્ધ મચાવી મૂક્યું.

એ કંટાળી ગઈ. પ્રેમ, તિરસ્કાર, વાસના ભૂખ, તરસ બધું ચાલી ગયું. એની આંખ ભારે ભારે લાગતી હતી છતાં પાંપણ મીચાતાં નો'તાં ને ઉંઘ કંઇ દાદાજીની સત્તામાં નો'તી કે એનું કહ્યું કરે.

એ પથારીમાંથી બેઠી થઈ. પાસે જમના હાથમાં પંખો લઈ બેઠી હતી. અચાનક દયાની લાગણી એનામાં પ્રવેશી, ને એણે જમનાને સુઈ જવાનું કહ્યું. જમનાએ બોલ્યા ચાલ્યા વિના ઉઠીને ચાલવા માંડયું.

'જમના બ્હેન!' જમના ચમકીને પત્થરના પુતળાં જેવી ઉભી રહી. એ ગભરાઇ. આ વળી નવું પ્રકરણ શું?

'જમના, મારી બેન, મને માફ કર.'

જમનાનું સ્ત્રી હૃદય દ્રવ્યું. એ સમજીને પાસે આવી ને એના વાંસા પર હાથ ફેરવતાં કહ્યું, 'મારી બ્હેન! પ્રભુ તને માફ કરે.'

'જમના મારી બ્હેન.'

બન્ને ભેટયાં ને બાળક માફક રડવા લાગ્યાં. આકાશમાંથી ચંદ્ર જરા વાર આ દ્રશ્ય જોઇજ રહ્યો.

'જમના, બ્હેન, હું મરી જવાની. તમારા વગર કોઇ મને ચ્હાતું નથી.' ભાણીએ રડતાં રડતાં કહ્યું.

'ગાંડી, બધાં તને ચ્હાય છે.'

'ના, ના. મને ખબર છે કોઇ નહિ.'

'પણ તને એની ક્યાંથી ખબર પડે? કોઇ દિવસ પણ તેં અમારી જોડે વાત કરી છે? બધાં તને ચ્હાય છે, હોં.'

'ને દાદાજી?'

'દાદા તો ઘણા ભોળા છે! જરાક નમ્રતાથી તું વર્તે તો તને તરતજ દાદાની ભલમનસાઇનો ખ્યાલ આવશે.'

'સારૂ, ચાલ! તું જા. ઉંઘી જા. હું મારે જઇશ' ભાણીએ ઉભા થઇ કહ્યું.

'ક્યાં?'

'ભલે લાં. અને જા હે. મારા સમ.'

એ ગઇ. જમના એ ક્યાં જાય છે એ જોવા એની પાછળ ગઇ. પણ ભાણી દાદાની ઓરડીના ઉંબર આગળ જઈ બેઠી એ એનાથી ન જોવાયું.

અને દાદા પણ આખી રાત ઉંઘ્યા નો'તા. પ્રભાતના કુત કુકડાઓએ કુકડે કુક કર્યું કે દાદા ઉધરસ ખાતા ખાતા પથારીમાં બેઠા થયા. ભાણીએ આજ પહેલીજ વખત આ કુ ડે કુકમાં મધુરતા અનુભવી

થોડી વાર થઇ. દાદા રોજની ટેવ માફક દાતણ મ્હોંમાં નાખી કુવે મ્હોં ધોવા જવા તૈયાર થયા, તો ભર ભાખરાં અજવાળાંમાં એમણે ઉંબર પર કોઈ બેઠેલું જોયું ને પૂછ્યું, ' એ કોણ ?'

'એ તો હું ભાણી. દાદા મારે મરી જવું છે. મને માફ કરો'

દાદાજી અટક્યા ને પડતા પડતા બોલ્યા. 'દિકરી, આમ કહેવાય ! એમ કહીએ તો પાપ લાગે. જોને આ મારા વાળ ઘેટાંના ઉન કરતાં યે ધોળા છે છતાં હું જીવું છું ને?'

મેં મોટું પાપ કર્યું છે. તમારા કુટુંબનાં સુખનું મેં સત્યાનાશ વાળ્યું છે. પ્રભુને ખાતર મને માફ કરો.'

દાદાજીની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં કાંઇ પણ બોલ્યા વિના એને એમણે ઓરડીમાં બોલાવી

'આ થોડી પાપડી છોલ.'

એ તરત છોલવા બેસી ગઇ ને આનંદથી ચમકતી આંખે દાદાએ જોયા કર્યું. બન્ને એક શબ્દ બોલતાં નો'તાં, છતાં બનેના હૃદય બોલતાં હતાં. દિવસનું અજવાળું વધવા લાગ્યું.

'મારી પાછળ ચાલ' કહી દાદા ઉઠ્યા ને ભાણીને કોઢારામાં લઇ ગયા. ત્યાં કડબના પૂળા કાપી ભાણીએ બધાં ઢોરને એ નાંખ્યા. મારકણી લાલ ગાયથી બધાં બીતાં હતાં તેને પણ જરા યે ગભરાયા વિના એણે ઘાસ નીરું.

આ દરમ્યાન ઘરમાં બધાં ઉઠયાં હતાં. ને એ બધાં પોતે ન જોવાય એની કાળજી રાખી આ જોતાં હતાં.

'ચાલો કુવા પર' કહી દાદા ઝડપથી જાણે દોડતા હોય એમ ભાણી સાથે કુવા પર ગયા.

'ચાલ, મારૂં મ્હોં ધોવરાવ તો' દાદાએ કહ્યું. ભાણીએ પાણી કાઢયું ને તરત દોડતી દોડતી જઇ ટુવાલ લઇ આવી. એને આજ કામ કરતાં કંઈ અજબ આનંદ થતો હતો, પણ દાદાજીની આંખ તો પૂરી લુછાઇજ નહિ.

દાદાએ થોડાં માણસોને વાડામાં દાતણ લઇ ઉભેલાં જોયાં ને એમણે બૂમ પાડી:

'અહીં આવો. કયાં સુધી તમારે તમારા મ્હોંમાં દાતણ ઘાલી મૂકવું છે ! આ બિચારી ભાણી કયારની તમને મ્હોડું ધોવડાવવા ઉભી છે.'

બધાં ધીમે ધીમે આવ્યાં, ને ભાણીએ પાણી કાઢી કાઢી એ બધાંનાં મ્હોં ધોવરાવ્યાં. છેવટ શરમાતો શરમાતો મકન આવ્યો ને બોલ્યો, 'લે રેડ.' એણે રેડયું. 'પણ તું આ મારૂં પ્હેરણ બગાડે છે.' ભાણીએ એક હાથે પાણી રેડવાનું ચાલુ રાખી બીજે હાથે મકનના પહેરણની બાંય ઉંચી ચડાવી. મકનને તો પોતે જાણે સાતમા સ્વર્ગમાં હોય એમ લાગ્યું, ને જમનાનો આનંદ તો માતોજ નો'તો.

આંસુથી છલકાતી આંખે એકને એક તો બીજાને બીજી વાત કહેતી એ સ્ત્રીઓનાં ટોળામાં ફરતી હતી.

દાદાજીનો આનંદ તો અવર્ણનીયજ હતો. એ પોતાના ઓરડામાં ગયા. એક લાકડાની પેટી ઉઘાડીને એમાંથી સોનાની કંઠી કાઢી હાથમાં લઇ એ પાછા કુવા પર આવ્યા.

મ્હોં ધોવાનું પૂરૂં થયા છતાં બધાં ત્યાંજ ઉભાં હતાં, ને બધાંને કૈંક દૈવી વાતાવરણમાં ઉભાં હોય એમ લાગતું હતું. દાદા આવ્યા. 'ઓહો તમે બધાં કઇ જાતનાં છો ? ભાણીએ તમારાં બધાંનાં મ્હોં ધોવરાવ્યાં ને તમારા-માંથી કોઇને ભાણીનું મ્હોં ધોવરાવવાની ફુરસદ નથી ?'

બધાં સાથે કુવા તરફ દોડયાં.

'ના, હવે બહુ મોડું થયું. ચાલ દિકરી, હુંજ ધોવરાવું !'

દાદાએ જાતે પાણી ખેંચીને ભાણીનું મ્હોં ધોવરાવ્યું.

દાદાના હાથ ધ્રુજતા હતા કે ભાણીનું હૃદય એ કહેવું મુશ્કેલ હતું. પછી પેલી કંઠી એના ડોકમાં પહેરા-વીને કહ્યું: 'એ બિચારાએ બધું કામ પોતાની જાતેજ કર્યું. કાલે રાત્રે કહેલ વાકય આજે પાછું તમને બધાંને કહું છું કે ભાણીનું જે અપમાન કરશે તેના પર પ્રભુનો કોપ ઉતરશે.*

* સૂચિત.

# અધિકારીનું માનસ

ફોઝદાર સાહેબ આજે નવા હતા, પણ લોકો કાંઈ નવા નો'તા, એટલે સવારના સાત થયા છતાં હજી દુકાનો અડધીપડધીજ ઉઘડી હતી. લોકોનાં ઘરનાં બારણાં ખુલતાં જતાં હતાં છતાં વાતાવરણ હજી શાંત હતું.

એવામાં આ શાંતિને ચીરતી કારમી ચીસ સંભળાઈ. 'એ સાળો કરડયો. છોકરાઓ પકડજો એને. હવે તો એને માટે કાયદો થયો છે. અને તરતજ પગલાંઓનો ગરબડાટ સંભળાવા લાગ્યો. એક જાડો, ફક્ત ધોતીયું ને ટોપી પહેરેલો માણસ ત્રણ પગે કુદતા એક નાનકડા કુતરાની પાછળ દોડતો હતો. એક જગ્યાએ જરા લપસણું હોવાથી એનું જાડું શરીર જરા લપસ્યું. પણ એજ વખત કુતરાનો એક પગ એના હાથમાં આવી ગયો. જાણે ભૂગર્ભમાંથી ફૂટી નીકળ્યાં એમ ચાલીશ પચાશ માણસો ત્યાં જમા થઈ ગયાં અને 'એ હવે હાથમાં આવ્યો છે, છોડશો મા. તમને ઘણું વાગ્યું તો નથી ને' ના અવાજોથી વાતાવરણ ગાજી રહ્યું.

બે ચાર જણાએ ભેગા થઇ એ જાડા રઘુનાથ સોનીને ઉભો કર્યો ને એક કુતરાંને પકડયું. ગરીબ બિચારૂં કુતરૂં આંસુભીની આંખે આ જન–સમુદાય તરફ દયા યાચતું જોઇ રહ્યું.

લોહીથી ખરડાયેલી આંગળી ઉંચી કરી રઘુનાથ આનો બદલો લેવાની ભિષ્મપ્રતિજ્ઞા કરતો હતો ત્યાં ફોજદાર સાહેબ ને વિઠ્ઠલ આવ્યા. અને દમામમાં પૂછયું, 'કેમ, તમે બધા અહીં કેમ ભેગા થયા છો ? સ્હવારના પ્હોરમાં કંઇ બીજો ધંધો છે કે નહિ'

ત્યાં તો રઘુનાથ આગળ આવ્યો ને લળી લળી નમીને બોલ્યો, 'સાહેબ, રોજની માફક હું આજે સ્હવારે આ વખાર આગળથી જતો હતો. હા સાહેબ, ત્યાં આ જરા પેલા ધનજી સાથે વાત કરતો હતો ત્યાં તો સાહેબ કોણ જાણે કયાંથી આ ફૂટી નીકળ્યું, ને મને કરડયું. સાહેબ, મારો જમણો હાથ ! એ હવે નકામો જવાનો, ને સાહેબ, એ વિના હું કારીગર માણસ ગુજરાન કેમ કરીશ. સાહેબ. હું તો જીવતો મુઆ. સાહેબ, આવાં કુતરાં આમ ગમે તેને મળે ત્યારે કરડયા કરશે તો જીવાશેજ કેમ !'

'તે બહુ સારૂં,' કરડાઇથી ભ્રમર ચઢાવી ફોજદાર સાહેબ બોલ્યા. પણ આ કુતરૂં કોનું છે ? હું હવે એને છુટકવા નહિ દઉં. મારે એના માલિકને કુતરાને ગમે તેમ બટકવા દેવાનું પરિણામ સમજાવવું પડશે. આમ આવા કારીગરોના હાથ કરડયા કરે અને એઓની જિંદગી બગાડે એમ કેમ ખમાય ! આતે સાળા કેવા લોક. કોઈ જાતના નિયમ પાળવાની વાતજ નહિ. દંડ થાય ત્યારેજ સીધા થાય વિઠ્ઠલ શોધી કાઢ કે એ કુતરો કોનો છે.

રીપોર્ટ કર ને એને મારી નાખ. અલ્યાઓ, તમને કોઈને ખબર છે કે એ કુતરો કોનો છે!'

વિઠ્ઠલ કુતરાની પ્રદક્ષિણા કરી આવ્યો અને બોલ્યો, "બાપુ, લાગે છે તો દિવાન સાહેબના જેવું."

'હું કેશરીસિંહ બાપુનું? અલ્યા મારો રેઈનકોટ લાવ્યો છે કે! કદાચ વરસાદ પડશે. પણ હેં અલ્યા! તને આવડા મોટા માણસને આ નાનકડું ગલુડિયું તે કેમ કરતાં કરડ્યું? એ મને સમજાતું નથી. પણ તારી આંગળીએજ કેમ પહોંચી શક્યું? મને લાગે છે કે ક્યાંઈક પાણીઓ બીલો લાગ્યો હશે અને પછી તને નુકશાની લેવાની ધુન ભરાઈ આવી એટલે આ ગલુડીયાંને ગળે પડ્યો. હું તમને લોકોને બરાબર ઓળખું છું, લુચ્ચા બદમાશ.'

'સાહેબ, એણે—એ જાડીયાએ તો કુતરાંના મ્હોંમાં મશ્કરીમાં બીડી નાખેલી એટલે એ ચીડાઈને કરડ્યું. સાહેબ, એનો સ્વભાવજ એવો છે.' ટોળામાંથી એક અવાજ આવ્યો.

'કોણ, નથ્થુ કે? આવું જુઠું કેમ બોલે? તેં જોયલું કે? સાહેબ તો પ્રમાણિક માણસ છે. એ તરતજ પરમેશ્વરની માફક સાચાખોટાની પરિક્ષા કરશે અને હું જુઠું બોલતો હઉં તો કચેરીમાં..............'

'ચાલો હવે વધારે ગરબડ નહિ' સાહેબ તડૂક્યા. પણ એવામાં પોલિસદાદાએ કૈં નવી શોધ કરી હોય તેમ ઉમેર્યું, 'નહિ, હું સાહેબ, આ કુતરૂં દિવાન સાહેબનું નથી. દિવાન સાહેબનાં કુતરાં તો બધાં કાળાં છે. આ તો કૈં બળતુંજ લાગે છે.'

'તને ખાત્રી છે?'

'હા સાહેબ!'

'મને એ ખાત્રી છે. એ બધાં ઉમદા કુતરાંઓ છે આ પટા વગરનું કોણ જાણે કોનું કુતરૂં છે. આવાં તે કુતરાં સાલાં કોને ગમે ? હું મોટા શહેરમાં આવાં કુતરાં રખડતાં હોય તો શી દશા થાય. ખબર છે ? કાયદા બાયદાને કોરાણે મુકી એક મિનિટમાં એનું રાયતું થઈ જાય. રઘુ તને ઘણું લાગ્યું છે કેમ ? તારો જમણો હાથ નકામો થયો. ખરેખર તમારા કારીગર લોકોનો બધો આધાર હાથ પર, એ નકામો થયે તમે જીવતા મૂએલા જેવા. એ વાત પડતી મકાય એમ નથી. આવા રખડતાં કુતરાંને અને આજે એના માલિકને બન્નેને મારે સરસ શિખામણ આપવી છે.'

એવામાં એક બીજો સિપાઇ આવ્યો ને ધીમે રહી બોલ્યો, 'સાહેબ, આવું કુતરૂં કાલ મેં દિવાન સાહેબના કમ્પાઉન્ડમાં જોયલું !'

અને વળી પાછી વિઠ્ઠલે સાક્ષી પુરી 'સાહેબ, દિવાન સાહેબનું જ હશે હં.'

'હં જા, વિઠ્ઠલ, એને દિવાન સાહેબને ત્યાં લઈ જા, ત્યાં તપાસ કરજે. અને કહેજે કે મને મળ્યું તે મોકલાવ્યું છે. અને એને બહાર જવા ન દે. નહિ તો આવા ગધેડાઓ એના મ્હોંમાં બીડી નાખવા જશે તો એની જીંદગી બગાડશે. ચાલ રઘુ, હવે બહુ થયું. તારો હાથ નીચે લઇ જા. એમાં તારો જ વાંક છે, હું કાંઇ તારાથી નહિ છેતરાઉં.'

'લ્યો સાહેબ, આ દિવાન સાહેબનો પટાવાળો આવ્યો. એનેજ પૂછો' વિઠ્ઠલે કહ્યું.

'કેમ અલ્યા, આ કુતરૂં દિવાન સાહેબનું છે કે ?'

'હં વળી આવું કુતરૂં દિવાન સાહેબને ત્યાં ક્યારે હતું ?'

'ચાલો, હવે વધારે જીભા જોડી કરવાની જરૂર નથી' સાહેબ બોલ્યા, 'એ તો કોઇ રખડાઉ કુતરૂં છે. વિઠ્ઠલ, એને લઇ જા ને એનો નાશ કર'.

'પણ સાહેબ, એ અમારૂં નથી પણ દિવાન સાહેબના નાના ભાઇનું છે. અમારા સાહેબને આવાં કુતરાં ગમતાં નથી. પણ એમના ભાઇને ગમે છે.'

'હં કોણ નારસિંહજી બાપુનું કે ? ઓહો ક્યારે આવ્યા ! દિવાન સાહેબને ત્યાંજ ઉતર્યા છે ને ? વિઠ્ઠલ, જરા મારી પાસે લાવ તો. એ બિચારૂં ગભરાઇ ગયું છે. કેવું સુંદર ગલુડિયું ? તું જા વિઠ્ઠલ, આ કુતરૂં લઇ જા. બાપુને સલામ કહેજે ને કહેજે કે હું સાંજનાં આંટો ખાઇ જઇશ.'

'અને તમે બધા સૌ સૌને ધંધે વળગો અને અલ્યા રઘુ, આ માટે મારે તારી બરાબર ખબર લેવી પડશે.'×

× સૂચિત

# પર્યટન

'વિશાખા'ની વાર્તા વાંચ્યા પહેલાં યે મૃદુલાબેન ઘણી વાર મને કહેતાં, "લીલુ, પુરૂષો વગર કામના આપણી આગળ એમની બહાદુરીનાં વખાણ મારી ખાય છે. શું આપણામાં હિંમત નથી? શું કેટલીયે અબળાઓએ પ્રબળા થઇ ભલભલા પુરૂષોનાં માન ઉતાર્યાં નથી? હેં લીલુ!" હું આ બધો વખત હસ્યા કરતી. પણ એક દિવસ એવો ઉગ્યો કે જયાર પછી મૃદુલાબેન સ્ત્રીઓની બહાદુરી વિષે કશું બોલતાં નથી. અને હવે કહે છે 'બળ્યું લીલુ, આપણે સ્ત્રીઓ તે સ્ત્રીઓ. આપણામાં પુરૂષો જેટલી હિંમત ક્યાંથી આવે?'

તે વાત આમ બની હતી.

મુગ્ધાબ્હેન અમારા મંડળનાં મંત્રી હતાં. અને એમણે બેસતે વર્ષે અમને ચ્હા પાણી માટે નોતર્યાં હતાં. અમારૂં મંડળ ખરૂં કહેતાં નામનુંજ હતું. વાર્ષિક સ્નેહ સંમેલનને દિવસેજ અમે મળતાં. અને તે દિવસે યે ખાસ કરીને કશું આપવાનું ન્હોતું. પુરૂષોને આપેલા પૈસે અમે (બધાં તો નહિજ) મઝા કરતાં. વળી કોઈ સ્થળે ચ્હા

પાણીની વ્યવસ્થા થઈ હોય તો ત્યાં જતાં. પ્રગતિને અમારા મંડળમાં સ્થાન ન્હોતું. આવું છતાંય અમારી કેટલીક બ્હેનોને આવવામાં અંતરાય નડતો. કેટલાક સંશયી પતિઓ વિચારતા: એને માટે વળી વધારે પૈસા આપવાના હોય તો? રૂપીઓ આપીએ અને તે વસુલ ન થાય તો? પણ મનુભાઇ એમની પત્નીને મોકલે, તો મારી પત્ની કાંઇ એમનાથી રૂપમાં ઉતરતી નથી, માટે મોકલવી જોઇએ. આ પતિરાજના છેલ્લા વિચારે જ એમને જવાનું મળતું.

મૂળમાં મુગ્ધાબેન અમારાં મંત્રી ને વળી હતું નવું વર્ષ એટલે ઘર ખાસ કામ ન હોવાથી અમે બધાંએ જવા-નીકળવા વિચાર કર્યો. વળી અમારે તે દિવસે 'ભગિની-સમાજ' નું પ્રદર્શન જોવાનું હતું. ચાર વાગે જવાનું હતું એટલે હું તો નિરાંતે પડી પડી 'ગુણસુંદરી' નાં ચિત્રો જોતી હતી. એવામાં દાદર ધમધમાવતાં મૃદુલાબેન ઉપર આવ્યાં. 'લીલુડી, ચાલ આવે છે. આપણે જરા આજે અહીંથી વ્હેલાં નીકળી મણીબેનને ત્યાં જઇ આવીએ. હં! ચાલ, આપણે ગાડી કરીશું.' રખડવાનો શોખ મને કાંઈ જેવો તેવો ન્હોતો. એટલે અનુજ્ઞા મેળવી અમે નીકળ્યાં ને ગાડી કરી. મણીબેનનો બંગલો દુર એકાંતમાં આવેલો હતો. અમે રસ્તો જોયો. એવામાં એક ખાંચો આવ્યો. ગાડીવાળો સીધે રસ્તે જતો હતો તેને મૃદુલાબેને ખાંચામાં વળાવ્યો. ગાડી ચાલીને ઘોડાએ દોડયાજ કર્યું છતાં મણીબેનના ઘરની નિશાની સરખી યે ન દેખાઇ ને એને બદલે ઝાડોની ઘટા આવવા લાગી. ઘોડો જોસબંધ દોડવા લાગ્યો ને તેટલીજ ગતિથી મૃદુલાબેનનું હૈયું

ધડકવા લાગ્યું. "લીલુ, આ મુવો કોણ જાણે ક્યાં લઈ જવાનો. હ...વે...શું...ઉં ઉં...થ...શે ?" મને યે ભય તો લાગ્યો; તો પણ બહારથી હિમાલય સમું અડગ ધૈર્ય ધારી મૃદુલાબેનને ધીરજ આપી ને ગાડીવાળાને કહ્યું, 'અમ અબી નહિ જવા મંગતા, પાછા ફેરવી લો. જ્યાંસે આયા ત્યાં લઈ જાઓ." અમુક આનાકાની કર્યા પછી એણે એ વાત માની ને અમે મૃદુલાબેનના પતિની ઓફીસ આગળ આવ્યાં. ગાડીવાળાને ઉભો રાખી અમે ઉપરજ ચઢી ગયાં ને કોઈ બીજાનીજ ઓફીસમાં જઈ ચઢ્યાં. મૃદુલાબેન તો ગભરાયાં પણ મેં કહ્યું, "મનુભાઈ ક્યાં છે!" એટલે અડધું હસતાં એમણે મનુભાઈને બોલાવ્યા. ને મનુભાઈ તો અમને જોતાંજ વિચારમાં પડી ગયા. "ઓહો, તમે તો બહુ વહેલાં નીકળ્યાં. પ્રદર્શન બે વાર જોવાના હશે ?" પણ એવામાં એમણે મૃદુલાબેનની સામું જોયું ને કૈંક સમજ્યા. મારા તરફ જોઈ એ બોલ્યા, 'લીલુ, હિંમતનું પ્રદર્શન કરવા ગયાં હતાં કે શું ? પણ રહુ રહુ થતાં મૃદુલાબેનના ચ્હેરા તરફ જોઈ એમણે બોલવાનું માંડી વાળ્યું. અમે એમને ખરી વસ્તુસ્થિતિ સમજાવી. તેઓ નીચે આવ્યા. હજી તો બેજ વાગ્યા હતા ! એટલે એમણે ગાડીવાળાને કહી અમને મણીબેનને ત્યાં મોકલવા વિચાર કર્યો. હવે મૃદુલાબેન ગાડીમાં બેસવાની ના કહેવા લાગ્યાં. મેં સ્હેજ હાસ્યમય નજરે એમના તરફ જોયું. એ એનો અર્થ સમજ્યા. અને મનુભાઈએ એમની હિંમતના વખાણ (!) કરવા માંડયાં. એટલે એઓ ગાડીમાં બેઠાં. અને મણીબેનના ખાટલા પર બેઠાં ત્યારેજ એમને નિરાંત થઈ. ગાડીવાળાએ ત્યાં મચાવેલું તોફાન હજી અમને યાદ છે.

અમે પાછાં આવ્યાં હતાં ત્યારે ચાર વાગી ગયા હતા. મુગ્ધાબેને આગળથી ખબર તો આપી હોવી જોઇએ. પણ ત્યાં કાંઇ ઠેકાણું ન્હોતું. અમે આમતેમ રખડતાં હતાં એવામાં કિશોરીબેનના પતિએ અમને જોયાં અને એઓ એમના વિભાગમાં લઇ જઇ પ્રાણીઓના હાડપિંજરનાં ચિત્રો બતાવવા લાગ્યાં.

અમે એ જોતાં હતાં એવામાં સવિતાબેન હાંફતાં હાંફતાં આવ્યાં. હાડપિંજર જોવામાં રસ નહતો એટલે અમે એમની આજુબાજુ વિંટળાયાં. એમના પતિ એક દુનિયાના નરરત્ન હતા. યુકલીડ એમને મન મહાન ફીલોસોફર હતો અને એમની બધી માન્યતાઓ એક સૈકા (નહિ તો અર્ધો સૈકો તો ખરોજ) પહેલાંની હતી. એટલે એમના વિષે કશું જાણવાનું મળશે ધારી એમને પૂછ્યું, 'સવિતા બેન! આજે મોડાં કેમ આવ્યાં?'

"બળ્યું જવા દો ને? આ આના કાકાનું મગજ કંઈ જેવું તેવું છે? ભલભલતા બુટ્ટાઓ એઓ ઉપાડે છે. આજે બે વાગ્યા પછી મને કહી ગયા કે હું હમણા એકાદ બે મ્હેમાનને લઇ આવું, તે સાડાચાર થયા ત્યારે આવ્યા ને કહ્યુ કે તારે જવું હોય તો જા. પણ અમે લુગડાં પહેરીને નીકળતાં હતાં એવામાં વળી બોલી ઉઠયા, 'ચાલ, પણ જરા ચા મુકતી જા; ને બા આપણાથી કાંઇ ના કહેવાય?'

"એ તો સવિતાબેન તમે તેમાં..." મૃદુલા બેન બોલી ઉઠયાં. "નહિ તો?"

"સમજ પડે."

વાત લંબાત પણ એવામાં મુગ્ધાબેને એમને ઘેર લઇ જવા ઉતાવળ કરી. રસ્તામાં મેં કીકીબેનને પૂછ્યું,

"તમારે ત્યાં આજે કેટલા મહેમાન આવેલા ?" એટલામાં કોઈ બોલ્યું 'પાડોશી નથી તેમાં કે ?' કોકીલાબેન આનો અર્થ સમજ્યાં. એમનું મ્હોં પડી ગયું ત્યારે મને એવું લાગી આવ્યું કે, એમને પૂછ્યું ન હોત તો સારું થાત.

મુગ્ધાબેનને ત્યાં ચ્હાનો છેલ્લો ઘુંટડો પીતાં સ્હેજ અંધારું થવા લાગ્યું. સરલાબેન વગેરે તો મોટરમાં ગયાં. અમે ઉભાં થયાં. 'આવજો' કહી મુગ્ધાબેનને વળાવ્યાં. અને અમે ગાડીઓ હતી ત્યાં આવ્યાં. ગાડીઓ ભરાઇ ભરાઇને જવા માંડી. હું, મૃદુલા બેને આગળ ચાલવા માંડયું એવામાં અંધારું થવા લાગ્યું ને અમે થોડું આગળ ચાલ્યાં. એટલામાં બે ગુમ અમને સામે મળી. ગાડીવાળાઓ નીચે ઉતરી પડયા અને અમને કહેવા લાગ્યા "તુમ ઇસમે બેઠ જાઓ. હમ તુમકુ લે જાયગા." ઓ બાપરે ! અમને ફાળ પડી. મને પિતાજીનો, મૃદલાબેનને સવિતાબેનને પતિરાજનો, રમણુબેનને દ્રવ્યનો, એમ સૌને એક નહિ તો બીજી જાતનો ભય લાગવા માંડયો, વળી પાછો મેં બધા વતી આ સાંભળી એક બીજાને કંઈ કહ્યું. હવે તો ખરેખર અમને લાગ્યું કે અમારું આવી બન્યું. વળી પાછો એક બોલ્યો. નહિ, નહિ ડરો કાયકુ, બેઠ જાઓ. હમ તુમકુ લે જાયગા" હવે શું ? પાસે આવતા પ્રલયકાળને કેમ અટકાવવો ? પ્રભુ, પ્રભુ, થોડાકે પ્રભુની પ્રાર્થના આદરી. કેટલાંકે હનુમાનજીને 'લીલાવતીબેનની' માફક બે પૈસાનું તેલ ચઢાવવાની બાધા રાખી, અંબાજીને નાળીયેર ચઢાવવાની બાધા રાખી, જ્યારે કેટલાંક અશ્રુદ્વારા આંખડી ઉતારવા લાગ્યાં. વળી પાછો એક ગાડીવાળો ગર્જ્યો. 'તુમ ઇસમે બેઠ જાઓ, હમ તુમકુ લે જાયગા" વળી પાછી થોડી

પાંખડીઓ ભીની થઈ. ઇન્દીરાબેનની સ્થિતિ જોઈ મને ઘણું લાગ્યું. જે ઇન્દીરાબેન એક દિવસ પાંચ ડગલાં નહિ ગયાં હોય તે ઇન્દીરાબેન આજે આટલું સહે! પ્રભુ.

પણ હવે શું? રાવણના અશોકવનમાં પડેલ સીતાના કરતાં યે વધારે ગંભીરાઇથી અમારે આ પ્રશ્ન ચર્ચવાનો હતો. એટલે હું ને મૃદુલાબ્હેન આગળ ધસ્યાં. બધાં અમારી પાછળ આવ્યાં. એક શ્વાસે થોડું ચાલ્યાં ને પાછાં ફરી જોયું. તો તોબા! ગાડીવાળાઓ હજી પાછળ આવતા હતા. હવે, આથી બચવા અને વ્હેલા ઘર જવા અમે ખાંચાવાળો રસ્તો શોધ્યો. અને એમ કરતાં, વિનાશ કાળે વિપરીત બુદ્ધિ થતાં અમે ખરો રસ્તો ભૂલ્યાં. ગાડી-વાળાઓ હજી પાછળજ આવતા હતા. હું રડવાની અણીપર આવી પડી. મૃદુલાબ્હેનના ચક્ષુઓમાંથી અશ્રુઓ ટપકવાં લાગ્યાં. અંધકારનું સામ્રાજ્ય વધતું જતું હતું. આસપાસ કુતરાંઓ ભસતાં હતાં. અને અમારા હૃદયના ધબકારાઓ અમને સંભળાતા હતા. સ્વયંવરમાં જેટલી આતુરતાથી દમયંતીએ નળની રાહ જોઈ હશે તેનાથી હજારો ગણી આતુરતાથી અમે ઘરની વાટ જોવા લાગ્યાં. એવામાં નિરાશાના અંધકારમાં આશાનું એક કિરણ પ્રગટયું શાન્તાબ્હેનના ઘરનો દીવો દેખાવા લાગ્યો. દિવસો સુધી છુટું પડેલ નાનું બાળક જેટલા ઉમળકાથી માને જોઇ દોડતું દોડતુ બાઝી પડે તેથી યે વધુ ઉમળકાથી અમે દોડયાં. ખરેખર દોડયાં. ઘડીભર તો ચાલવાની લહેક છોડી. અને ગજગામિની કે હંસગતિના વિશેષણોને ખોટાં પાડવામાં ફતેહમંદ નીવડયાં. એક શ્વાસે દાદરો ચઢયાં. મણીભાઈ બે ચાર જણા સાથે બેસી ગપ્પાં મારતા હતા, એવામાં ધબધબ કરતો સ્ત્રીસમાજ

આવ્યો ને તેની પાછળ એક ગાડીવાળો. એને ત્યાં જોતાં શાન્તાબ્હેન રડી પડયાં ને બોલ્યાં, 'આ મુઓ અમને ગાડીમાં બેસાડી ઉંચકી જતો હતો !'

ખડખડાટ કરતા મણીભાઇ બોલ્યા, 'ખરેખર, "પ્રમદાની બુદ્ધિ પાનીએ !" એ જો તમને ઉંચકી જવાનો હોય તો અહીં શું કામ આવે? પછી ગાડીવાળાને પૂછતાં એણે કહ્યું, "અમને બે સ્ત્રીઓ કહી ગઇ કે તમે આગળ જાઓ, ને ત્યાં થોડીક બાઇઓ છે એમને ગાડી જોઇએ છે અને અમને ગાડી દીઠ બે રૂપીઆ આપવાના કહ્યા. આ લોકો એમાં ન બેઠાં. અમે સમજ્યા કે, એમને ચાલવાનો શોખ હશે તેથી હમણા ચાલતાં હશે પછી બેસી જશે. પણ એ વાતનું અમારે શું ? અમને ચાર રૂપીઆ દો !"

"તો મુઆ તને ચાર રૂપીઆ કેવા ? ગાડીમાં અમે કાંઇ થોડાંજ બેઠાં'તાં, તો વળી તને પૈસા શાના ?" કોક બોલ્યું.

મણીભાઇએ તે બે સ્ત્રીને વર્ણન પુછયું. અને એમણે બરાબર આપી શકાય એવું વર્ણન આપ્યું. "ઓહો ! એ તો વિનોદબેન ને મધુબેન ! ખરેખર એ તો જતી વખત કહી ગયેલાં ખરાં કે મળશે તો હું તમારે માટે ગાડી મોકલાવીશ" મને હિંમત આવતાં મેં કહ્યું. ગાડીવાળાએ ખુબ દકઝક કરી અને છેવટે ચાર રૂપીઆ લીધા ત્યારે ગયા, અમે સૌ સૌને ઘેર ગયાં. અને આમ અમારૂં આનંદ પર્યટન પૂરૂં થઇ નવું વર્ષ બેઠું.

બીજે દિવસે સવારે કેટલીક બેનોની આંખો પર તાજી અશ્રુમાલિકા હતી. ઉજાગરાને લીધે કેટલીકની આંખો

સુજેલી હતી. પણ એ બધું મારી ને મૃદુલાબેનની ધ્યાન બહારજ રહ્યું.

અને આ વાત બન્યા પછી મૃદુલાબેન પોતાની હિંમતની બડાશ મારતાં નથી. અને કોઇ વાર એવી વાત કરે તો હું તરતજ કહું છું. "તુમ ઇસમે બેઠ જાઓ, હમ તુમકુ લે જાયગા." અને એઓ તરત ચૂપ થઇ જાય છે.

# સ્વયંસેવક

'ભાઈ સાહેબ, સામાન અંદર લાવું કે?' આ પ્રશ્ન ગાડીવાળાએ ત્રીજી વખત પૂછ્યો, પણ સુધાએ એ ન સાંભળ્યું. એનું ધ્યાન તો સામે સ્વચ્છંદ પણે ખેલતી નિસર્ગની મધુરતા અવલોકવામાં રોકાયું હતું. દૂર સુદૂર ક્ષિતિજ સુધી પ્રસરાએલો ઘેરૂં ગાન ગાતો સમુદ્ર, કિનારા પરનાં નાળિએરનાં ઝાડો અને ડાબી બાજુએ આવેલો એ ઇતિહાસ પ્રસિદ્ધ વસાઇનો કિલ્લો આ બધાંએ સુધાની નજર સન્મુખ દિવ્ય દૃશ્ય ખડું કર્યું હતું. આ રમ્ય ચિત્રને એકાદ વાર્તામાં અમર કરવાની એ કલ્પના કરતી હતી ત્યાં તો ગાડીવાળાએ એની વિચાર માળામાં ભંગ પડાવ્યો. એણે ચોથી વાર ઉપરનો પ્રશ્ન જરા મોટેથી પુછ્યો.

'કાં? અંદર લાવીને મુકને! મને અહીં ઉતારી સામાનને પાછો સ્ટેશન પર લઇ જવો છે કે શું?' એના સ્વરમાં વીણાનો ઝંકાર હતો. પણ સાથે સાથે તીવ્ર ઉપહાસની છટા હતી.

બંગલામાં કોઇ મજૂર દેખાતો નથી એટલે મેં પૂછ્યું 'ભાઈ સાહેબ, સામાન ઉતારવાનું કામ મારૂ નથી.'

'હં ! ત્યારે તારૂં કામ ગાડી હાંકવાનુજ કે ?'

'જી હા, જ્યાંસુધીનું ભાડું નક્કી કર્યું હોય ત્યાં ઉતારવાનું.'

'આ બધાનો અર્થ તો એટલોજને કે સામાન ઉતારવા માટે તારે વધારે પૈસા જોઇએ છે. તો ભલા માણુસ, પહેલેથીજ સીધી વાત કરવી હતી ને !'

'આપ જેવા સમજુ માણસને વધારે શું કહેવું' કહી ગાડીવાળાએ સામાન ગાડીમાંથી ઉતારી બંગલામાં ગોઠવવા માંડયો.

સુધાએ ગયે અઠવાડિયેજ પોતાની ત્રેવીસમી વર્ષગાંઠ ઉજવી હતી. એ હજુ સુધી અવિવાહિત હતી કારણ કે નાનપણથી એ પુરૂષદ્વેષી બની હતી. એ ગ્રેજ્યુએટ તો ગયે વર્ષેજ વિલ્સન કોલેજમાંથી થઇ પણ પુરૂષદ્વેષી તો એ શૈશવથીજ હતી. એના પિતા પ્રખર સમાજસુધારક હતા. અને એણે પુત્રીના મનમાં ઠસાવ્યું હતું કે સ્ત્રીઓની અવનતિનું મુખ્ય કારણ પુરૂષોનું એકલપેટાપણુંજ છે. જેને પરિણામે સુધા એમ માનતી થઇ હતી કે સ્ત્રીઓએ પુરૂષોની માફક ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરી પુરૂષોની શૃંખલામાંથી મુકત થઇ સ્વતંત્રપણે વિહરવું ને કદી યે પુરૂષોની મદદની અપેક્ષા રાખવી નહિ. કારણ કે જ્યાં સુધી સ્ત્રીઓ પુરૂષની મદદની આશા રાખશે ત્યાં સુધી એઓ કદી સ્વતંત્ર નહિ બની શકે. એ એમ પણ માનતી કે અંગ્રેજી શિક્ષણ સ્ત્રીઓને સ્વતંત્ર બનવામાં ઘણું સહાયકારક થઈ પડે છે. પણ એને સ્વપ્ને યે ખ્યાલ નહોતો કે

એજ શિક્ષણ હિંદની અસ્મિતાના પાયા રૂપ બની રહ્યું છે. અંગ્રેજી રાજ્યને લીધેજ દેશ સુરક્ષિત છે. અંગ્રેજી રાજ્ય દેશમાં ન હોત તો ઘોર અંધારૂ રહેત, એટલે સ્ત્રીઓને પોતાનું વ્યક્તિસ્વાતંત્ર્ય કેળવવાની તક મળત નહિ. એના એવી માન્યતા હતી, એટલે સરકારની સામે ઉપાડેલી આ સત્યાગ્રહની ચળવળ તરફ એ તિરસ્કારની નજરે જોતી. અને આ અભિપ્રાયને જાહેર કરવા એણે 'સુંદરી' માસિકમાં 'સ્વયંસેવક' નામની વાર્તા લખી તેમાં એ ચળ-વળ અને ચળવળમાં ઝંપલાવનારાઓની પુરતી મશ્કરી કરી હતી.

મુંબઇની પ્રભાત ફેરી અને રોજ રોજ નીકળતાં સરઘસથી કંટાળી કોઇ સુંદર શાંત સ્થળે મન શાંત કરવા એ પોતાની બાલસખી તારાના વસાઇથી બે ત્રણ માઈલ દૂર સમુદ્ર કિનારે આવેલા બંગલામાં એ આજે રહેવા આવી હતી. એ ને તારા બન્ને સાથે આવવાનાં હતાં પણ તારાને અચાનક પરગામ જવાનું થવાથી એ એક ટ્રેન આગળ આવી. પોતે એકલી જઇ બધી વ્યવસ્થા કરી શકે છે એમ બતાવવાની આવી સારી તક મળી એ એને ગમ્યું.

'બાઈ સાહેબ, બધો સામાન ઉતાર્યો પણ આ ટ્રંક ઉપડતી નથી. કોઇને મદદમાં બોલાવું?'

'પેલી ટ્રંક ના! એમાં મારાં પુસ્તકો છે. તારાથી નહિ ઉંચકાય. પણ અહીં મદદ કરવા કોણ આવશે?'

'શું ગપ?' મનમાં બોલી ગાડીવાળાએ જોરથી એક કર્કશ સીસોટી વગાડી.

'હુર્ર, અહીં કોણ તને મદદ કરવાનું છે જો! નકામી સીસોટી વગાડી મારા કાનના પડદા બંધ કરી નાખ્યા.

'જુઓ ! એ આવે !'

'કોણ ?'

'એ પે......એએલો સ્વયંસેવક'

'સ્વયંસેવક ? વડાલામાં લાઠી ખાવાની સૂઝી એ અહીં ક્યાંથી આવ્યો ?'

'અહીં મીઠાનો કાયદો ભંગ કરવાનો છે ને ? તે માટે તપાસ કરવાને એ આવ્યો છે.'

'સ્વયંસેવકો બધાજ મૂર્ખા ! અહીં આ નિર્જન જગાએ મીઠાનો કાયદાભંગ જોવા કોણ આવવાનું છે ? 'નિમકકા કાયદા તોડ દીયા, સરકાર નહિ રખની' એ ગર્જના કરી એટલે જાણે સ્વરાજ્ય મળી ગયું. એ ગર્જના અહીં કોણ સાંભળશે. 'સમુદ્ર કે પરમેશ્વર વિના બીજું કોણ સાંભળે, બાઇ સાહેબ ? આતો પ્રભુના ઘરનો માણસ છે. અહીં આવ્યો ત્યારથી રંક કે રાય, પુરૂષ કે સ્ત્રી, બાળક કે વૃદ્ધ બધાને એક સરખો એ ઉપયોગી થઇ પડ્યો છે. પરમ. દિવસેજ સમુદ્રમાં ડુબી જતી એક ઘરડી ડોશીને એણે બચાવી. જુઓ એ આવ્યો. સુરેશ, આ ટ્રંક ઉંચકવા લાગ તો !'

નખશીખ સૂચી ખાદી પહેરેલો ગૌરવર્ણો વિશાળ કાયવાળો એક યુવક સુધાની નજરે પડ્યો. એનો ઉન્નદા ચહેરો. ભાવભરી આંખો, વિશાળ ભાલ ને નિગ્રહી મનોમુદ્રા જોઇ સુધાને પોતે કલ્પેલ અને આ સ્વયંસેવક વચ્ચે પુષ્કળ ફરક લાગ્યો. પણ એ યુવાને તો એના તરફ જોયા વિના ગાડીવાળાને ટ્રંક ઉંચકવામાં મદદ કરી.

'બોલ તારે કેટલા પૈસા જોઇએ ?' હેન્ડબેગમાંથી પૈસા કાઢતાં સુધાએ ગાડીવાળાને પૂછ્યું. 'ને આ સ્વયંસેવકને યે કૈં આપવું છે ને ?' એમ કહી સુરેશ તરફ પાવલી

ધરી. સુરેશે એની તરફ એક મીટ માંડી પણ તરતજ નજર વાળી લીધી ને કહ્યું ' એ ટડીવાળાનેજ આપો. પણ એક વાત પૂછું ? 'સુંદરી'ના છેલ્લા અંકમાં સુધા દેસાઇ ન.મે 'સ્વયંસેવક' નામક એક વાર્તા આવેલી તે તમેજ લખેલી કે? માફ કરજો, મેં ટ્રંક પર આપનું નામ વાંચ્યું ?'

'હા તેજ છું. કેમ એ વાર્તા તેં વાંચેલી ? તને કેવી લાગી ?'

'પૂછો છો તો કહું છું. એ વાર્તા તમે કલુષિત મને લખી લાગે છે. મને તો તમારી કલુષિત કલ્પનાનુંજ પરિણામ લાગ્યું.'

'તેં કદી કડાકા સાથે અભ્રના યુથ ચીરતી વિદ્યુત જોઇ છે ?'

'ઘણીયે વાર'

'એ જોઇ તને ભય લાગે?'

'ના !'

'ત્યારે !'

'ચમકતી વીજ જોઇ હું હર્ષ અને શોક બન્નેની લાગણીઓ અનુભવું છું.'

'એટલે ?'

'એક વીરલ શક્તિ નિર્માણ થયેલી જોઇ મને આનંદ થાય છે. પણ એ શક્તિ નકામી વેડફાતી જોઇ મને શોક થાય છે.'

આટલું બોલી એ ચાલ્યો ગયો. 'કાં જોયોને અમારો સુરેશ ? કેવા ઉમદા પુરૂષ છે!' પણ સુધાનું ધ્યાન ગાડીવાળાની આ ટીકા તરફ ન્હોતું, એ તો એ યુવાન ગયો ત રસ્તે શૂન્ય ચિત્તે જોઇ રહી હતી.

પણ આ વિચારતંદ્રામાંથી જાગી સુધા બંગલામાં ગઇ ને એક સોફા પર પડી. જે વાર્તાની લેખન શૈલી અને જેમાંના મનુષ્યસ્વભાવના સુક્ષ્મ નિરૂપણ માટે કેટલાયે લોકોએ એની મુક્તકંઠે પ્રશંસા કરેલી અને કૈં કેટલાએ સરકારના પ્રશંસકોએ આ વાર્તા લખી અસહકારની ચળવળને ઉપાડી પાડવા માટે એને ધન્યવાદ આપેલો, તે વાર્તા માટે એક સાધારણ સ્વયંસેવક એમ કહી જાય કે એ તો તમારી કલુષિત કલ્પનાનું પરિણામ છે એ સાંભળી એનું હૃદય બળી ગયું. વળી પોતાની પ્રતિભા વીજ જેવી પ્રભાવવાળી હોવાથી સામાન્ય મનુષ્યોને સ્હેજમાં પોતે આંજી નાખે છે એવો એને ગર્વ હતો અને એટલા માટેજ વિજનું રૂપક આપી સુરેશને શાંત કરવા એણે પ્રયત્ન કર્યો હતો. પણ જ્યારે સુરેશ એ રૂપકનો માર્મિક જવાબ આપી પોતાને બનાવી ગયો એટલે એ વિશેષ ચીઢાઇ.

ચીઢમાં ને ચીઢમાં આમ તેમ સામાન ફેંકી એ સ્નાનગૃહમાં ન્હાવા ગઇ અને ત્યાંથી સ્વસ્થ થઇ આવી ને તારા સાંજે આવે તે પહેલાં બધો સામાન ગોઠવી દેવાનો વિચાર કરી, સામાન ગોઠવવા લાગી. એવામાં અચાનક એની નજર બંગલાના દરવાજા આગળ ગઇ ત્યાં એક મુસલમાનને ઉભેલો એણે જોયો. એને કંઇક જોયો હોય એવો એને ખ્યાલ આવ્યો. અને તરતજ એને લાગ્યું કે એ ગૃહસ્થ એની સાથેજ મુંબઇથી ટ્રેનમાં સેકન્ડ કલાસમાં હતો. અને ત્યારે પણ એના તરફ ટીકી ટીકીને જોયા કરતો હતો.

'ઓહો તમેજ આ બંગલામાં રહેવા આવ્યાં કે ? મને થયું કે જરા જોઇ આવું કે સામેના બંગલામાં કોણ

રહેવા આવ્યું છે. મને જો સ્ટેશન પર ખબર પડી હોત તો મારી સવિજ તમને મારી 'રીઆટ'માં લેતો આવત. આ સામે લાલ બંગલો છે ને એ મારો કાં તમે એકલાંજ આવ્યાં છો કે શું?'

'નારે. મારી સખી, આ બંગલાની માલિક, તારા સાંજની ગાડીમાં આવવાની છે.' ટુંકમાં પતાવવા વિચારથી સુધાએ કહ્યું. એને ઘણી વાર થતું કે પુરૂષોની માફકજ આવા પ્રશ્નોના જવાબ પણ સ્ત્રીઓએ આપવા જોઇએ. એમ વિચારી બંગલામાં પોતે એકલીજ છે એ ન જણાવવા એણે આ જવાબ આપ્યો, પણ એ મુસલમાન તો આ કલ્પી શક્યો હતો. એણે કહ્યું 'મને બનાવો છો શું? છેલ્લી ગાડી તો અર્ધો કલાક થયાં આવી ગઇ. પણ ગભરાશો નહિ, મારું કામ પડે તો જરૂર કહેશો. હમણાં કાયદાભંગની ચળવળ ચાલે છે ત્યાં કયા કાયદાનો ક્યારે ભંગ થશે એ કેને ખબર! એટલે મેં આ સુચના આપી, ચીઢાશો નહિ!' આમ કહી ધીમે પગલે પાછું વળી જોતો જોતો એ મુસલમાન પોતાના બંગલા તરફ પાછો વળ્યો.

આ નિર્જન બંગલામાં સોબતી સિવાય રાત કેમ કાઢવી એનો સુધા વિચાર કરવા લાગી. પોતે હિંમતવાન હોવાનો દાવો કરતાં છતાં પોતાને થતો ગભરાટ જોઇ એને પોતાની જાત પર ચીઢ ચઢી. પરંતુ પેલા મુસલમાનની ચમત્કારિક મુખમુદ્રા અને એના હલકટપણાનો ખ્યાલ કરતાં એ જરા ધ્રુજી. એ એમ ચોક્કસ માનતી હતી કે સ્ત્રીનું રક્ષણ કરવા માટે પુરૂષની જરૂર નથી હોતી. એટલે પોતાને થતો ગભરાટ કબુલવા એ તૈયાર ન્હોતી.

આઠ વાગી ગયા હતા ને પૂર્ણિમા હોવાથી ચન્દ્ર પૃથ્વીને અમી પાઇ રહ્યો હતો. પણ સુધા આ ચન્દ્રનું અમી શાંત ચિત્તે પી શકે એમ ન્હોતું. એના મનમાં ભય પ્રવેશ્યો હતો. દિવાનખાનાની બધી વિજળીની બત્તી પેટાવી. ખાવાનું મન નો'તું એટલે સોફા પર પડી એક પુસ્તકમાં ધ્યાન પરોવવા એણે પ્રયત્ન કર્યો. પણ એમાં યે એ નિષ્ફળ નીવડી એવામાં એને કોઇનો પગરવ સંભળાયો. એ સફાળી ઉભી થઇ ને જોયું તો બંગલાના દ્વાર આગળ કોઇ ઉભુ હતું. એટલે દ્વાર બંધ કરી પોતાની સુવાની ઓરડીમાં ગઇ ને ત્યાંના એક વિશાળ કાચના કબાટમાં પોતાનાં કપડાં ગોઠવવા એણે વિચાર કર્યો. એવામાં કબાટ પાછળ કંઈ અવાજ થયો એટલે તરતજ શયન ખંડમાંથી એ બહાર બગીચામાં આવી, તો પેલો મુસલમાન ત્યાંજ ઉભો હતો.

“મને થતુંજ હતું કે તમને એકલાંને અહીં રાત કાઢવી ભારે પડશે. પણ તમે ચિંતા ન કરશો આવા અનુપમ સૌંદર્યની રક્ષણ કરવાની મને તક મળશે તો હું મને પોતાને ભાગ્યશાળી ગણીશ.” 'ના, ચોકી કરવાની કશી જરૂર નથી' સુધાએ જરા ત્રૂટક સ્વરે કહ્યું.

'ત્યારે અંદર આવું ?' દરવાજો ઉઘાડી એ અંદર આવ્યો. વિજળી માફક તરતજ સુધા બીજે દરવાજેથી રસ્તા પર નીકળી દોડવા લાગી ને સમુદ્ર આગળ એક ઝુંપડી જોઇ ત્યાં થંભી બોલી ઉઠી, 'કોઈ મદદ કરો !'

'કોણ ?' ઝુંપડીમાંથી અવાજ આવ્યો ને દ્વાર ઉઘાડી એક વ્યક્તિ બહાર આવી. સુધાએ સ્વયંસેવકને તરત ઓળખ્યો.

વિલાસની પ્રત્યક્ષ મૂર્તિ સમી સુધાને આવી સ્થિતિમાં સુરેશ તરત ઓળખી ન શકયો. પણ બીજીજ પળે એને ઓળખીને કહ્યું 'આપને શા માટે મદદ જોઈએ ?'

'હું આ જગ્યાએ પહેલીજ આવી છું. મારી સખી આવવાની હતી તે આવી નથી. બંગલો ગામથી દૂર હોવાને લીધે એકાદ સ્ત્રી આજના રાત મારી સાથે રહે એવું બનશે ?'

'નાજી, અહીં આજુબાજુમાં એવું કોઇ પણ કુટુંબ રહેતું નથી.'

'ઓ મા, ત્યારે શું થશે ?'

'કાં ! તમને શાનો ભય લાગે છે ?'

માનિની સુધા પોતાને કોઈ પુરૂષનો ભય લાગે છે એમ તો કયાંથી કહી શકે ? એણે ધીમે રહી કહ્યું 'રાતના એકલા બગલામાં રહેવાનો.'

'પણ તમે અહીં દોડતાં દોડતાં આવ્યાં હો એમ લાગે છે. હું તમને કશી મદદ કરી શકું ? હું સ્વયંસેવક છું.' સ્વયંસેવક શબ્દપર ખાસ ભાર મૂકાતો હોય એમ સુધાને લાગ્યું.

'તારા કહેવાનો અર્થ હું સમજી, પણ અત્યારે હું એવા વિચિત્ર સંજોગમાં આવી પડી છું કે એના યોગ્ય ઉત્તર હું .....'

'મારા કહેવાનો ઉંધો અર્થ ના કરશો. હું જરા યે તમારૂં મન દુભવવા ઇચ્છતો નથી. તમે કહો તે મદદ કરવા હું તૈયાર છું. તમારા કહેવા પ્રમાણે એકાદ સ્ત્રી ગામમાંથી તેડી લાવું પણ ત્યાંથી મને આવતાં લગભગ દોઢ કલાક લાગશે ત્યાં સુધી તમારે એકલુંજ રહેવું પડશે. હું અહીં ઘણો વખત થયાં રહું છું. એટલે તમારા કહ્યા

વિના તમારા ભયનું કારણ હું કલ્પી શકું છું. તમારી પાસેના લાલ બંગલામાં રહેતા વલી શેઠને હું સારી રીતે ઓળખું છું આવતી કાલે તો તમારી સખી આવશે. તો આજની રાત હું તમારા બંગલા આગળ પહેરો ભરીશ. ના ન કહેશો.'

કેટલો વિનયશીલ, હોશિયાર ને મદદ કરવા તૈયાર આ સ્વયંસેવક! આ સ્વયંસેવક ખરો કે પોતે કલ્પેલો સ્વયંસેવક ખરો એની ભાંજગડ સુધાના મનમાં થવા લાગી. એની કલ્પના! એના કાનમાં સ્વર ગુંજી રહ્યો! કલુષિત કલ્પના.

'તારો' પણ તરતજ દંત વડે હોઠ ડાબી સુધા બોલી, 'તમારો જેટલો આભાર માનું એટલો ઓછો. તમારી મદદ હું સ્વીકારૂં તે પહેલાં એક વાત મારે ચોકખી કરવી જોઈએ બોલો, આ માટે તમે કેટલા રૂપીઆ લેશો? જરા યે સંકોચ રાખ્યા વિના કહેજો.'

'કર્તવ્યને બદલાની અપેક્ષા હોતી નથી. તમનેજ નહિ પણ જેને થઇ શકે તેને મદદ કરવામાં મને મઝા પડે છે. એ માટે કોઇ બદલાની વાત કરે તો યે મને અસહ્ય વેદના થાય છે. માટે મહેરબાની કરી એ બદલાની વાત માંડી વાળો.'

'પણ એક અજાણ્યા માણસને બદલા વિના શ્રમ આપવો મને રૂચતો નથી.'

'તો જેવી તમારી મરજી. બદલાની શરતે હું તમને મદદ ન કરી શકું' 'કહી એ ઝુંપડી તરફ વળ્યો ને જરા ઉંચું જોઇ ઉમેર્યું 'પ્રભુ! તમારૂં રક્ષણ કરે.'

'ઉભા રહો! મારા સ્વભાવને લીધે થઇ ગયેલી મારી એ વ્યવહારિક વાતોને માફ કરો. તમારો એકલો આશિર્વાદ

આજે મને ઉપયોગી થઇ પડે એમ લાગતું નથી. કહે છે કે દરેકના હૃદયમાં પરમેશ્વર વસેલો હોય છે. પણ આ વિલક્ષણ પરિસ્થિતિમાં તો આપજ મારા પરમે...' તરતજ સુધાને ખ્યાલ આવ્યો કે પોતાની વાર્તાના 'સ્વયંસેવક'ને એણે મૂર્ખો ચીતર્યો હતો જ્યારે આ સ્વયંસેવકને એ પોતાનો પરમેશ્વર માનવા તૈયાર હતી

'શી તમારી કલ્પના !' કહી સુરેશે ઝુંપડીનું દ્વાર બંધ કીધું અને આગળ ચાલવા મડ્યો. છુટી ગએલી વાળની લટોનો અંબોડો વાળતી સુધા એની પાછળ ચાલવા લાગી. દરવાજે આવતાંજ સુરેશ ઉભો રહ્યો ને સુધાને બંગલામાં જવા દીધી.

'તમે અંદર નહિ આવો ?' સુધા ટહુકી. એના સ્વરમાં સ્નેહ ને માર્દવતા ભર્યાં હતાં.

'માફ કરો, મારૂં કામ બંગલાની ચોકી કરવાનું છે. હું અંદર નહિ આવું.'

આ શિસ્ત—નીતિ—અને વિનય બધાં ભેગાં મળી સુધાના ગર્વના ચુરેચુરા કરતાં હતાં.

'હું આપને અંદર આવવાનું કહું છું એનું કારણ એ છે કે જ્યારે હું તમારા તરફ નાસી આવી ત્યારે તમે જેને વલી માનો છો એ ગૃહસ્થ બંગલામાં ઘુસ્યો હતો કદાચ એ અંદર હોય તો ?'

'તો તમે અહીંજ ઉભાં રહો. હું અંદર જઇ જોઇ આવું' કહી એ અંદર ગયો. સુધા એને જતો જોઇ રહી. થોડીજ વારમાં એ બહાર આવ્યો ને કહ્યું 'આપ નિર્ભયપણે સુઇ જાઓ. અંદર કોઇ નથી.'

નિર્ભયપણે ઉંઘવાને એ બિછાનામાં પડી પણ એને ઉંઘ ન આવી. કૈં કેટલીયે કલ્પનાઓએ એના મગજમાં

ધર કર્યું. ત્રણેક વાગે એની આંખ મળી. અને એને અવ-નવાં સ્વપ્નાં આવવા લાગ્યાં. એ સૌમાં છેલ્લું સ્વપ્ન ભયંકર હતું. પોતાની આબરૂ સાચવવા પેલો સ્વયંસેવક ચોકી કરતો હતો. એવામાં અચાનક પેલા મુસલમાને બંગલામાં પ્રવેશ કર્યો. બન્ને વચ્ચે ઝપાઝપી થઇ. એ મુસલમાને સ્વયંસેવકને છરો માર્યો ને સ્વયંસેવક ઘાયલ થઈ નીચે પડયો. એના લોહીમાં પગ પલાળી એ મુસલમાન બંગલામાં ઘુસી આવ્યો. એની એ ભયાનક આકૃતિ જોતાંજ સુધાથી ઉંઘમાં ચીસ પડાઈ ગઇ. એણે સફાળી આંખ ચોળીને જોયું તો ત્યાં કોઇ ન હતું. એને લાગ્યુ કે એ સ્વપ્ન જ હતું. બહાર અજવાળું થયું હતું એટલે એ બંગલાની બહાર આવી તો સ્વયંસેવક ત્યાં જણાયો નહિ.

પ્રાતઃકાર્યોથી પરવારી પોતાને માટે જીવ જોખમમાં નાખનાર સ્વયંસેવકને ચા કે દુધ પીવાનું આમંત્રણ આપવા સુધા એની ઝુંપડીમાં ગઈ. દ્વાર ઉઘાડતાંજ એનાથી ચીસ પડાઈ ગઇ ' ઓ મા. ત્યારે મારૂં સ્વપ્ન ખરૂં પડ્યું ?'

સુરેશ ખાટલી પર પડયો હતો. એની કફની લોહીથી ભરેલી હતી. ને એનો ચ્હેરો ફીકકો હતો. સુધાને જોઈ એણે ઉભા થવાનો પ્રયત્ન કર્યો

' જોઇએ કયાં વાગ્યું ? એક અજાણી સ્ત્રીનું શિયળ રક્ષવા તમે કેટલી ભારે કિંમત આપી ? હું પુરૂષદ્વેષી હતી. પણ એક પુરૂષે-પુરૂષોત્તમે મારા શિયળના મૂલ્ય માટે પોતાનું રક્ત......'

સ્ત્રી સુલભ સહાનુભુતિ અને પ્રેમે છેવટે એના પર વિજય મેળવ્યો અને પુરૂષ પરનો પોતાનો બધો તિરસ્કાર બાજુએ મૂકી સુધા એનો ઘા તપાસવા લાગી.

'મને વધારે વાગ્યું નથી. ને આવા સુંદર વાક્યોને લાયક થવા જેવું મેં કશું યે કામ કર્યું નથી!' સુરેશે હસવાનો પ્રયત્ન કર્યો પણ અશક્તિ હોવાથી એ નિષ્ફળ ગયો.

'એ પેલાનુંજ કામ કે?'

'હા મૂર્ખાએ પાછળથી ઘા કીધો.'

'મારે લીધે આપને સહેવું પડયું એથી મને થતી પીડા કોઇ ભાગ્યેજ કલ્પી શકે. પણ મહેરબાની કરી એક વાત માનો. ના, માનવીજ પડશે. જ્યાંસુધી તમારો ઘા રૂઝાય નહિ ત્યાં સુધી બંગલે રહો. કે નહિ તો તમે જે કામ માટે અહીં આવ્યા છો તેનું મહત્વ વિચારીને પણ આવો.' સુધાનો કંઠ ગળગળો થયો. એનાથી વધુ ન બોલાયું. ને કશું બોલ્યા વિના સુરેશ લાકડી લઇ સુધા સાથે બંગલે ગયો.

જમી રહ્યા પછી સુધાએ તારાનો તાર સુરેશને બતાવ્યો. એ ચાર પાંચ દિવસ પછી આવવાની હતી.

'આપનું નામ શું?' વાતમાં ને વાતમાં સુધાએ પૂછ્યું.

'સ્વયંસેવક!'

'એ તો ધંધો થયો. હું તો નામ પુછું છું.'

'સુરેશ અનિલરાય દેશાઇ.'

'જે ફર્સ્ટ કલાસ એલ. એલ. બી થયા હતા અને જેને થોડા વખત પહેલાંજ સબ જજની જગા મળી હતી: પણ કાયદાભંગની ચળવળમાં ઝંપલાવતાં જેણે સુખ, ઐશ્વર્ય, કીર્તિ અને ઉજ્વળ ભાવિને ફગાવી દઇ ગાંધીજીના સ્વયંસેવક દળમાં નામ નોંધાવ્યું હતું એમ ક્રોનિકલમાં હતું તે આપજ કે?'

'એકાદ નાની વાતને ગૌરવપૂર્ણ શબ્દોથી મોટું રૂપ આપવાની કળા તમારાં જેવાં પ્રતિભાસંપન્ન લેખકોનેજ આવડે. મારા કરતાં હજારો દરજ્જે ચઢતા પુરૂષો આ ચળવળમાં જોડાયા છે જેમની આગળ હું તો કશા હિસાબમાં નથી.'

'કોઇ પણ વાત વિનયથી વધારે શોભે છે એમ કહેવાય છે.'

'નારે, તમને લાગતું હશે?'

'લાગવાની વાતજ ક્યાં છે? હું તો પ્રત્યક્ષ જોઉં છું.'

'ઠીક. પણ તમે લખેલી વાર્તા પરથી એમ લાગે છે કે તમે આ ચળવળની વિરૂદ્ધ છો.'

'તે વાર્તા તો કલુષિત કલ્પનાનું પરિણામ હતુ ને?'

'ઓહો! સુધા બેન, તમારો આ જવાબ સાંભળી મને ખુબ આનંદ થયો. આ મતાંતર વળી ક્યારે થયો?'

'જે ચળવળમાં આપ જેવા નરરત્નોએ સ્વાર્થને આગે કરી ઝંપલાવ્યું હોય તે ચળવળને અયોગ્ય કેમ ગણાય?'

'સર્વ નરરત્નોમાં કોહિનુર સમા મહાત્મા ગાંધીજીનું જીવન ચરિત્ર વાંચ્યું છે ને? એઓ આ ચળવળના પિતા છે, એ સત્યેજ તમારી માન્યતામાં ફેરફાર કરવો જોઇતો હતો. સૂર્ય પ્રકાશ આપે છે એ વાત તમે મીણબત્તીના પ્રકાશથી સિદ્ધ કરવા માગો છો કે?'

'તમારી આગળ મારાથી વાદવિવાદ નાહ કરાય. બોલો, તમે કહો તે કરૂં.'

'વિદ્યુતશક્તિ જનતાને કામમાં આવે તો?'

'યોજકના અભાવે એ નકામી જાય છે.'

'પરદેશી કાપડના બહિષ્કાર કરવામાં અમારી ચળ-વળને મદદ કરો. નિર્ભય થઇ માતૃભૂમિ માટે સઘળાં કષ્ટો સહન કરવા તૈયાર થાઓ.'

'એ વ્યાસપીઠ પરથી આ વાક્ય તમે બોલ્યા હત તો હજારો શ્રોતાઓ તાળી પાડત. હું યે પાડત. પણ મને એમ લાગે છે કે આ તમારા મીઠાના કાયદાભંગથી શું અંગ્રેજો દેશ છોડી જશે? ને આપણે સ્વરાજ્ય માગીએ તે પહેલાં અંગ્રેજી રાજ્ય સુરાજ્ય નથી એ સાબિત થવું જોઇએ ને?'

'મહાત્માજીએ વાઇસરોયને લખેલો પ્રથમ પત્ર તમે વાંચ્યો લાગતો નથી. એ જરા વાંચી જોજો એટલે તમને પુરતો ખ્યાલ આવશે'.

સુધાએ એ પત્ર વાંચ્યો ને તારા આવે ત્યાં સુધી સુરેશે રાત્રે ચોકી કરવાનું કબૂલ્યું. થોડા વખતમાં એનો જખમ રૂઝાઇ ગયો.

એક દિવસ સુધા સવારમાં સમુદ્ર કિનારે વિચારમાં મગ્ન થઇ બેઠી હતી. એવામાં કોઇનો પડછાયો દેખાયો. પાછું વળી જોયું તો શેઠ જણાયા. અને તરતજ તિરસ્કારનો ભાવ પોતાના મ્હોં પર સુધાએ આણ્યો.

'ગુડમોર્નિંગ, ન્હાવાનો વિચાર છે કે શું?'

સુધાએ જવાબ ન વાળ્યો.

'અરે ભૂલ્યો. તમે પેલા સ્વયંસેવકની વાટ જોતાં લાગો છો. ઠીક, તમે યે સરસ ઘાટ ગોઠવ્યો. પેલો સ્વયંસેવક બની આગળ આવ્યો ને તમે પાછળ.'

સુધા તરત ત્યાંથી ઉઠી ગઇ. મનુષ્ય કેટલે બધે અંશે પશુપણું કેળવી શકે છે એનો વિચાર કરતી એ કિનારે

ફરતી ફરતી ઘણી આગળ નીકળી ગઇ. સૂરજ જરા વધારે તપવા લાગ્યો એટલે એ પાછી ફરી. રસ્તામાં એક જગાએ લોકોનું ટોળું ભેગું થયેલું જોઇ એ ત્યાં ગઇ.

'પણ એ શેઠ આ દરિયામાં પડયો કયાંથી ?' કોઇએ કહ્યું.

'બિચારાનો જીવ જશે' બીજાએ ઉચ્ચાર્યું. 'તોયે શું ?' એક યુવાન કોલણ બોલી. 'પણ આપણો સુરેશ એને મરવા કેમ દે ?' 'અરે ! પણ આ તો આપણા સુરેશને ગળામાં દાબે છે. હવે બચવાનો ખરો.'

સુધા આ બધી ચર્ચા સાંભળી અવાક્ બની. જે શેઠે પહેલે દિવસે સુરેશને જખમ કરેલો તેનેજ બચાવવા સુરેશને મોતના જડબામાં હાથ નાખતાં જોઇ એને આશ્ચર્ય થયું.

છેવટે સુરેશ જીત્યો અને શેઠને બહાર કાઢી લાવ્યો. કિનારા પરના લોકોએ મુક્તકંઠે એની પ્રશંસા કરી સુધાએ આંખો વડે એનાં ઓવારણાં લીધાં.

'સુરેશ ! તમે આ શું કર્યું ?'

'કાં ?'

'નકામો તમારો જીવ સંકટમાં શા માટે નાખ્યો ?'

'મારે કયાં કોઇ રડવાનું હતું અને બીજાને બચાવવાનું પુણ્ય મળતું હોય તો પોતાની જાતને શા માટે જોખમમાં ન નાખવી ?'

'પણ વેર લેવાની કેવી સરસ તક તમે ગુમાવી. ક્ષમા વેર લેવાના માર્ગમાં સારી રીત છે.'

ગઇ કાલ સુધા બેઠી હતી એજ જગ્યા પર સુધા ને સુરેશ બેઠાં હતાં. સમુદ્ર પવનની લહરીઓ સાથે ગેલતો હતો આજે સુધાએ ખાદીનો ધોળો ગવન પહેર્યો હતો.

'અરે વાહ! પરદેશી કાપડનો બહિષ્કાર કરવાની શરૂઆત કરી કે શું?'

'હાં! આપે પરમ દિવસે આપેલા ગુરૂમંત્ર અનુસાર વર્તવા પ્રયત્ન કરૂં છું. પણ જે ગુરૂદેવે મને મંત્ર આપ્યો તેને ગુરૂદક્ષિણા તરીકે મારી સેવા અર્પણ કરૂં તો?'

'પણ આ ગુરૂદક્ષિણા સ્વીકારવાનો હક તો ગુરૂનેજ હોય છે. શિષ્યાની તપશ્ચર્યા પૂર્ણ થયે એ લાયક જણાય તોજ ગુરૂ એ હવે દક્ષિણા સ્વીકારે.'

'આપના ગુરૂમંત્રની ફળશ્રુતિ કરવા જેટલી જોઇએ તેટલી તપશ્ચર્યા હું કરીશ પણ દક્ષિણા તો સ્વીકારવીજ પડશે.'

'કેટલા રૂપીઆ આપશો?'

'સુરેશ!'

ઘણા વખત સુધી બન્ને શાંત રહ્યાં. સમુદ્ર એમનાં તરફ જોઇ હસી રહ્યો હતો અને થોડે દૂરથી કોકિલા જાણે સુધાના છેલ્લા શબ્દના ચાળા પાડતી હતી.



# પારસમણિ

અને ત્યારે તો રાજ્યમાં મીસ કૃષ્ણા દેશાઇનું સ્થાન કંઇ અનેરૂંજ હતું. એ હતી તો એક 'કન્યા પાઠશાળા' ની અધિષ્ઠાત્રી પણ એનો પ્રભાવ ગજબ હતો. રાજ્યના જુના મહારાજાના મહેલમાં એ રહેતી હતી. અને અહીં સારોયે દિવસ ને રાત રાજ્યના ધનિકો અને સત્તાધારીઓની અવરજવર થતી. આખા રાજ્યના ધન અને કીર્તિના ઉપાસકોની એ દેવી હતી. ને રાજ્યમાં કોઇ પણ કાર્ય મીસ કૃષ્ણા દેશાઇની આરાધનાથી પાર પડે છે એમ મનાતું. એ સુંદર હતી પણ એના કરતાં ઘણીયે સુંદર સ્ત્રીઓ રાજ્યમાં હતી. એની આ શક્તિ ને પ્રતિષ્ઠાનું એક ગુપ્ત રહસ્ય હતું. આખુંયે રાજ્ય જાણતું હતું કે રાજ્યનો દિવાન મીસ દેશાઇનો અનન્ય ભક્ત હતો. વળી મહારાજાને હિંદુસ્તાન કરતાં ઈંગ્લાંડની હવા વધારે માફક આવવાથી એમણે પોતાની જીંદગીનો ઘણો ભાગ ઇંગ્લાંડમાં ગાળવાનું નક્કી કર્યું હતું એટલે દિવાનજ રાજ્યનો ખરો રાજા હતો. મીસ દેશાઇની ઇચ્છા એને મન આજ્ઞા હતી. નાટ્યાલયો અને સીનેમાગૃહોમાં એઓ સાથે જણાતાં અને

કોક વાર તો જ્યારે આખું શહેર ઉંઘતું હોય ત્યારે દિવાન સાહેબની મોટર મીસ દેશાઇના બંગલાના કંપાઉન્ડમાં પ્રવેશતી જણાતી. આ પ્રેમમાં વાસના કે ભક્તિ બેમાંથી કયું તત્વ વધારે હતું તે કહેવું મુશ્કેલ હતું.

રાજ્યે અનાજ પર નવો કર નાખ્યો હતો. અને આ કર સામે વિરોધ દર્શાવવા પ્રજાજનોની એક વિરાટ સભા મળી હતી. સભામાં હાજરી આપવા દરેક ગામના પ્રતિનિધિઓ હજારોની સંખ્યામાં ઉતરી આવ્યા હતા.

આ માનવ સમુદાય કૃષ્ણા દેશાઇના વિશાળ ભવનના જંગી ચોગાનમાં ભેગો થયો હતો. પ્રમુખ મહાશય હજી આવ્યા નો'તા એટલે સભાજનો નિરનીરાળા વિષય ચર્ચી રહ્યા હતા. કોઈ રાજ્યના અધિકારીઓને શ્રાપ આપતા હતા, કોઇ દેશની સ્થિતિ પર વ્યાખ્યાન આપતા હતા. ને કોઇક પોતાની પરાધીનતા પર હૃદયાંત વર્ષાવતા હતા. રાજ્યે સભામાં કદાચ તોફાન થાય એવા ભયે સશસ્ત્ર પોલિસ ત્યાં ખડી કરી હતી. એ પોલિસોનો અફસર જાણે મેદાન ખાલીજ હોય એમ હંટર લઈ ઘોડો ઘુમાવ્યો જતો હતો. મીસ દેશાઇના ભવનની ઉંચી અગાસી પર આ તમાસો જોવા રાજ્યાધિકારીઓ ભેગા થયા હતા. એ એમનું સ્વાગત કરી રહી હતી. દિવાન સાહેબ એક આરામ ખુરશીમાં પડયા પડયા લહેરથી સીગાર પીતા હતા.

એવામાં એક ભાડુતી ટાંગામાં સભાના પ્રમુખ સુરેન્દ્ર મહેતા આવી પહોંચ્યા. ને ચોગાનમાં ચારે બાજુએ ઉત્સાહ વ્યાપી રહ્યો. સુરેન્દ્રનું વય ત્રીસ વર્ષથી વધારે નો'તું. આ સુકલકડા આદમીના ચહેરા પર ચિંતાનો ગાઢો રંગ હતો. એના વાળ ધોળા થતા જતા હતા, જ્યાં

એના મ્હોં પર સરળ હાસ્યની રમણીય રેખા હતી. કફની ને ટુંકું ખાદીનું ધોતીયું પહેરેલા આ માણસમાં કોણ જાણે એવું શું જાદુ ભર્યું હતું કે આખું રાજ્ય એને પુજતું હતું. આ નિર્બળ લાગતો પુરૂષ એક ક્ષણમાં શહેરનાં સઘળાં કારખાનાં બંધ કરાવી શકતો. એના ભયથી અધિકારી વર્ગ સ્વપ્નમાં યે ચમકી ઉઠતો. એ નિર્બળ શરીરમાં આટલી બધી શક્તિ હતી કારણ કે એ શરીરમાં એક પવિત્ર દિવ્ય આત્મા વસી રહ્યો હતો.

વ્યાસપીઠ પરથી વ્યાખ્યાન આપતાં પ્રથમ તો એણે લોકોને શાંત ચિત્તે અહિંસક રહેવા સૂચવ્યું. પછી એણે રાજ્યની આર્થિક સ્થિતિ વર્ણવી ને સભા બોલાવવાની જરૂરિયાત જણાવી. એવામાં અચાનક એની નજર મીસ દેશાઈની અગાસી પર પડી, અને એનું પ્રજાદુઃખથી પીડાએલું હૃદય બળી ગયું. અહીં હજારો લોકો પોતનાં દુઃખોની ફરિયાદ કરવા ભેગા થયા હતા જ્યારે ત્યાં ટેબલ પર ચા, બીસ્કીટ અને મેવાના થાળો પડ્યા હતા અને શરાબની રેલમછેલ થતી હતી. એ રાજ્યાધિકારીઓ આ અભાગી લોકનાં દુઃખને હસી રહ્યા હતા. જીંદગીમાં પહેલી-જ વાર સુરેન્દ્રે જીભ પરનો કાબુ ખોયો, મેઘની ગર્જના શા સુરે એણે શરૂ કર્યું—

'અહીં આપણે હજારો ભૂખે મરતા ભાઈઓ ભેગા થયા છીએ. રાજ્યના અધિકારીઓના વિલાસને પોષવા આપણા પર કરો નાંખવામાં આવે છે. આપણે ખેડુતો, જે દેશના ખરા રાજા છીએ તે, પરસેવો ઉતારી અનાજ પકવીએ છીએ છતાં ભૂખે મરીએ છીએ; જ્યારે આ લોકો જેને આપણે આપણા સુખ ને શાંતિની વ્યવસ્થા માટે રાખ્યા

છે તે આપણા સ્વામી થઇ શરાબની બાટલીઓ ઉડાવે છે. આ તે કેવું વિચિત્ર કે જ્યારે પ્રજા ભૂખે મરે ત્યારે એના નોકરો શરાબ ઉડાવે. આ કોનો અપરાધ ! એ સેવકોનો ? ના. એ આપણોજ અપરાધ છે કારણ કે આપણે ભૂલથી એમને હદ કરતાં વધારે અધિકાર આપ્યા છે. આજે હું એમને સ્પષ્ટ જણાવું છું કે આ કુટિલ વ્યવહાર હવે નહિ ચાલે. આપણાં બાલબચ્ચાં ભૂખે મરે અને એ રાજ્યાધિકારીઓ આપણાં દુઃખો તરફ બેદરકાર રહી ભોગવિલાસમાં ડૂબ્યા રહે. આપણી પાસે પુરતાં કપડાં ન હોય અને એ લોકો વેશ્યા પર સુવર્ણ વરસાવે. એ હવે આપણાથી સહન ન થાય. આપણા જેવું બીજું અભાગી રાજ્ય કયું હશે કે જ્યાં પ્રજા જ્યારે ભૂખે મરતી હોય ત્યારે રાજ્યના મુખ્ય અધિકારીઓ અમનચમન કરી રહ્યા હોય. જ્યારે મજુરોની સ્ત્રીઓ કકડી રોટલો મેળવવા ગલીએ ગલીએ ફરતી હોય અને અધ્યાપિકાઓના સ્વાંગમાં ફરતી વેશ્યાઓ આમોદપ્રમોદના નશામાં હોય અને—'

વાક્ય પુરૂં થાય તે પ્હેલાં તો પોલીસોનો અફસર ગાજ્યો 'સભા ભંગ કરો, લોકો ન વિખરાય તો બળાથી વિખેરો અને સુરેન્દ્રને પકડો.' લાઠીમાર શરૂ થયો અને સુરેન્દ્રને પકડવામાં આવ્યો. પોતાના નેતાને આમ વગર વાંકે પકડાએલા જોઇ લોકોની આંખ લાલ થઇ પણ એવામાં તો સુરેન્દ્રનો ગગનભેદી અવાજ સંભળાવા લાગ્યો 'ભાઇઓ! તમે અહિંસાવ્રત લીધું છે એ યાદ રાખજો. તમે જો એ વ્રતનો ભંગ કરશો તો પાપ મારે શિરે આવશે. હું તમને વિનંતિ કરીને કહુ છું કે તમે બધા સૌ સૌને ઘેર જાઓ.

અધિકારીઓના આ વર્તન માટે હું તો તૈયારજ હતો. અને સાથે સાથે મને એક વાત કહી દેવા દો કે આપણો સભા ભરવાનો ઉદ્દેશ પણ પાર પડી ગયો છે. આપણે અહીં બળવો કરવા ભેગા નો'તા થયા. આપણે તો જગતની નૈતિક સહાનુભૂતિ મેળવવી હતી અને તે આપણને મળી ગઇ છે.'

પોતાના નેતાના આદેશને માન આપી લોકો વિખરાયા અને સુરેન્દ્રને પોલિસ ચોકીમાં લઈ જવામાં આવ્યો.

( ૨ )

કૃષ્ણા દેસાઇના મહેલની અગાસીમાં હવે ફક્ત દિવાન સાહેબને કૃષ્ણા બે જ રહ્યાં હતાં. મુછ પર હાથ ફેરવતાં દિવાને કહ્યું, 'આ હવે ઠીક હાથમાં આવ્યો છે. રાજદ્રોહનો આરોપ લાગુ પાડી ઓછાંમાં ઓછાં સાત વરસ એને જેલમાં સબડાવીશ ત્યારે એને ખ્યાલ આવશે.'

'પણ એથી તમને શો ફાયદો' કૃષ્ણાએ ધીમે રહી પૂછયું.

'કાં ! એનાં કર્યાં એ ભોગવે તો ખરો.'

'પણ જરા વિચાર કરો. એથી તમારે કેટલું શોષવું પડશે, જે વાત થોડા લોકો જાણે છે તે આખું જગત જાણશે. અને આપણાથી દુનિયાને મ્હોં ન બતાવાશે. તમે પત્રકારોની કલમ થોડીજ અટકાવી શકવાના હતા ?'

'ગમે તે થાય; મારે એને કેદમાં સબડાવવો છે. બદનામીથી ડરવું નકામું છે. પેપરોમાં તો મારાં વખાણ હું સ્હેલાઇથી કરાવી શકીશ. સુરેન્દ્ર પર મિથ્યા દોષારોપણનો આરોપ તો સહેલાઇથી મુકાશે.'

'પણ એના કરતાં હું તમને એક સહેલો ઉપાય સૂચવું. તમે એને મારા હાથમાં છોડી દો—સ્ત્રીઓને સ્વાભાવિક યંત્રોથી હું એના અંતરવિચાર જાણી લાવીશ. હું સુરેન્દ્રને જગત આગળ એવા રૂપમાં લાવવા માગું છું કે જેથી જગતની સહાનુભૂતિ આપણા તરફ રહે, અને ચારે બાજુથી એવા પોકારો ઉઠે કે એ દુષ્ટ હતો એટલે સરકારે એના તરફ ચલાવેલું વર્તન સર્વાંશે યોગ્ય હતું. હું માનું છું કે એ એક કૂટ મંડળનો નેતા છે અને મારે દુનિયાને એ બતાવવું છે. લોકો એને દેવ માને છે, મારે એને રાક્ષસના રૂપમાં જગત આગળ ખડો કરવો છે.'

'તું ધારે એટલું એ કામ સહેલું નથી. એ બડો ચતુર છે.'

'સ્ત્રીઓથી ન જીતાય એવા પુરૂષો હજી પાકવાના છે.'

'તને તારામાં એટલો વિશ્વાસ હોય તો ભલે મારે તો કોઇ પણ પ્રકારે એને જુઠોજ સાબીત કરવો છે.'

'તો એને છોડવાનો હુકમ કરો'

'લોકો એમ તો ન ધારેને સરકારે ગભરાઇને એને છોડી દીધો.'

'નહિ, ઉલટું લોકો પર સારી અસર થશે. પ્રજા માનશે કે સરકારે લોકમતને માન આપ્યું.'

'પણ, તને એને ઘર જતી જોઈ લોક શું કહેશે?'

'હું બુરખો નાખીને જઇશ.'

'તો ભલે. પણ મને તો શંકાજ છે' કહેતાં કહેતાં દિવાન સાહેબ ઉઠયા.

આકાશમાં તારાઓ ટમટમગી રહ્યા હતા. ચૈત્રની શિતળ સુંદર વાયુની લહરો વાઇ રહી હતી. સામેનું

ચોગાન શાંત હતું. છતાં કૃષ્ણાને થયું કે સુરેન્દ્ર સામે ચોગાનમાં વ્યાસપીઠ પરથી વ્યાખ્યાન આપી રહ્યો છે. એનું સૌમ્ય વિષાદમય મુખ એની નજર સામું તરવરી રહ્યું.

(૩)

બીજે દિવસે સવારમાંજ કૃષ્ણા સાદાં વસ્ત્રોમાં બહાર નીકળી ને ટાંગો ભાડે કરી સુરેન્દ્રને ઘરે આવી પહોંચી. બારણા આગળ આવતાં એનું હૃદય મુંઝાવા લાગ્યું. એણે ધીમે રહી સાંકળ ખખડાવી ને એક આધેડ વયની સ્ત્રીએ બારણું ખોલ્યું. કૃષ્ણા ઘરમાં આવી ને રાચરચીલું જોઇ સ્તબ્ધજ થઇ ગઈ. એક બાજુ એક ચારપાઇ પડી હતી. એની પાસે એક ભાંગેલી અંભરાઇ પર થોડાં પુસ્તકો પડયાં હતાં. એક બાજુ વળગણી પર થોડાં કપડાં લટકતાં હતાં ને ખુણામાં લોઢાની સગડી ને થોડાં વાસણો પડયાં હતાં પેલી વૃદ્ધ સ્ત્રીનો પતિ બેઠો બેઠો એક ભાંગેલું તાળુ સમારતો હતો અને સુરેન્દ્ર એક પાંચ છ વર્ષના તેજસ્વી બાળકને પોતાની પીઠ પર ઝુલાવતાં ઝુલાવતાં સવારનું છાપુ વાંચતો હતો.

કૃષ્ણાને જોઇ સુરેન્દ્રે ઉભા થઇ એનું સ્વાગત કર્યું પણ એને કયાં બેસાડવી એ પ્રશ્ન થઇ પડયો. જીંદગીમાં પહેલીજ વાર એને પોતાની ગરીબી પર તિરસ્કાર આવ્યો. કૃષ્ણા સુરેન્દ્રની મુંઝવણ સમજી અને તરતજ ચારપાઇ પર બેસી ગઈ ને ધીમે રહીને બોલી, 'વગર નિમંત્રણે અહીં આવવા માટે હું ક્ષમા માગું છું. મારે આપની સાથે ખાનગીમાં થોડી વાત કરવી છે.' સુરેન્દ્રે જગનાથ અને તેની પત્ની તરફ જોયું. એટલે એઓ ઓરડી છોડી ગયાં.

ફક્ત પેલો બાળક ત્યાં ને ત્યાં રહ્યો. એની ઉત્સુક આંખો વારાફરતી સુરેન્દ્ર ને કૃષ્ણા તરફ ફરતી હતી.

પેલાં લોકો બહાર ગયાં કે તરત કૃષ્ણા ચારપાઇ પરથી ઉતરી સુરેન્દ્ર સામે જમીન પર બેસી ગઇ ને કહ્યું, 'હું શા માટે આવી હઈશ તે તમે કલ્પી શકો છો?'

'આપની કૃપા, બીજું શું?'

'ના. જગત હજી એટલું ઉદાર નથી થયું કે તમે જેને ગાળો દો તે તમારા પર ઉપકાર કરવા આવે. આપને યાદ હશે કે ગઇ કાલના તમારા વ્યાખ્યાનમાં તમે મારા પર થોડા અસત્ય આક્ષેપો કર્યા છે. હું તમને ભારપૂર્વક જણાવું છું કે એ આક્ષેપો કરી તમે મારા પર ઘોર અત્યાચાર કર્યો છે. આપ જેવા વિદ્વાન માણસ પાસે મેં આની આશા નો'તી રાખી. હું અબળા છું. મ્હારૂં કોઇ રક્ષણ કરનારૂં નથી. અબળા પર મિથ્યા દોષારોપણ આપ જેવાને છાજે? હું પુરૂષ હોત તો તમારી પાસે દ્વંદ્વ યુદ્ધ માગત, પણ સ્ત્રી છું, એટલે તમારી સજ્જનાઇને સ્પર્શું છું. આપે મારા પર જે આક્ષેપો કર્યા એ બધા ખોટા છે.'

'પણ અનુમાનો તો બહારના પ્રમાણ પરથી થાય છે ને?'

'બહારના પ્રમાણો કોઇની અંતરની વાત ભાગ્યેજ જણાવી શકે?'

'જો બહારનું અને આંતર્જીવન ભિન્ન હોય તો સ્વાભાવિક ભ્રમ ઉત્પન્ન થાય.'

'હા. એ આપનો ભ્રમ જ હતો. હું ઇચ્છું છું કે મારા પરનું એ કલંક આપ દૂર કરો. આપ એને માટે પ્રાયશ્ચિત કરશો?'

'જરૂર. ન કરૂં તો મારા જેવો બીજો દુરાત્મા કોણ ?'

'તમને મારા પર વિશ્વાસ આવે છે ?'

'હજી સુધી મેં કોઇ પણ સ્ત્રી પર અવિશ્વાસ રાખ્યો નથી.'

'તમને નથી થતું કે હું તમારી સાથે કપટ રમી રહી છું.'

સુરેન્દ્રે પોતાનાં સુંદર સજલ નયનો કૃષ્ણા તરફ ફેરવ્યાં ને કહ્યું 'બ્હેન હું અશિષ્ટ હોઇશ; પણ સ્ત્રીઓ પર મને દેવ જેટલી શ્રદ્ધા છે. મારી માતાને મેં જોઇ નથી. મારા પિતા કોણ હતા તેની યે મને ખબર નથી પણ જે માતાના દયાવૃક્ષ નીચે હું ઉછર્યો તેમનું પુણ્ય સ્મરણ મારામાં નારીજાતિની ભક્તિ સદાય સજીવ રાખે છે. ખરેખર આવેશના જોસમાં બોલાયલા એ શબ્દો માટે હું દીલગીર છું. હું આજેજ વર્તમાનપત્રો દ્વારા જાહેર માફી માગી લેવાનો વિચાર કરતો હતો.'

અત્યાર સુધી સ્વાર્થસાધુઓના સંગમાંજ જીવન ગાળેલ કૃષ્ણાનું હૃદય સુરેન્દ્રના સરળ વિશ્વાસથી ગદ્ ગદ્ થઇ ગયું. એના અસંખ્ય મિત્રોમાં એણે આ એકજ માણસ એવો જોયો કે જેના શબ્દે શબ્દમાં સત્ય ઝળકી રહ્યું હતું. જેના શબ્દો સોંસરા અંતઃકરણમાંથી આવતા હતા.

પણ સુરેન્દ્ર એને શાંત જોઇ વિચારમાં પડયો. એને થયું કે હજી કૃષ્ણાનો રોષ ઉતર્યો નથી એટલે પોતે કેટલો હીણો છે એ બતાવવા પોતાની આત્મકથા કહેવા એણે નિર્ણય કર્યો.

'બ્હેન, હું જન્મથી દુર્ભાગી છું. મેં હમણાજ કહ્યું કે માતાનું મ્હોં મેં જોયું નો'તું. જે દયાની દેવી મારૂં

પોષણ કરતી હતી તે પે મને તેર વર્ષનો છોડી સ્વર્ગમાં સીધાવી. ત્યારપછી મારા પર જે વીત્યું તેનો વિચાર કરતાં તો લજ્જાથી કોઈને યે મારૂં મ્હોં ન બતાવવાનો મને વિચાર થઈ આવે છે. મેં મોચી, સાઈસ, હોટલવાળાનો 'બોય' વગેરે ઘણા ધંધા કર્યા કેટલીકવાર તો ક્ષુધા સમાવવા ભીખ પણ માગી. મજુરી કરતાં તો મને શરમ નથી આવી. અમુક સ્થિતિમાં ભીખને પણ ક્ષમ્ય ગણાય. પણ એ વખતમાં જે બીજાં કૃત્યો મેં કર્યાં તે ખરેખર ભયંકર હતાં. મેં ચોરી ને વિશ્વાસઘાતો કર્યા, એટલે સુધી કે એક વખત તો મને એ માટે સજા થઈ.'

કૃષ્ણાએ પાલને આંખો લૂછતાં કહ્યું, 'આપ આ બધું મને શા માટે કહો છો? આ બધી વાતો લોકો સમક્ષ મૂકી હું તમને બદનામ કરીશ એવો ભય તમને નથી થતો?'

'ના, જરા યે નહિ.'

'પણ હું બદલો લઉં તો?'

'જ્યારે મારા અપરાધથી લજ્જિત થઇ હું તમારી પાસે ક્ષમા યાચી રહ્યો છું ત્યાં મારો અપરાધજ ક્યાં રહ્યો અને તમે બદલો શાનો લેવાના? મને એકજ ભય રહે છે કે તમે હજી મને ક્ષમા નથી આપી. બાકી બદલો લેવા ઇચ્છિનારના નયનો વારેવારે સજળ નહિ થાય. મને ખાત્રી છે કે તમારે બદલો લેવો હત તો તમે જરૂર અહીં નહિ આવત.'

'હું આપની ગુપ્ત વાતો જાણવા ખાતરજ આવી છું.'

'તો ખુશીથી તમે એ જાણી શકો છો. મેં તમને ન કહ્યું કે મેં ચોરીઓ કરેલી. આવી એકાદ ચોરીને માટે મને કેદની સજા થયેલી ને મને નાશિક જેલમાં રાખેલો

પણ ત્યાંના ત્રાસથી કંટાળી હું નાસી છૂટેલો.'

'ઓહો ! તમે તો છૂપા રૂસ્તમ નીકળ્યા ?'

'મને પકડવા માટે ઇનામ પણ કાઢવામાં આવ્યું છે.'

'તો તો હું તમને જરૂર પકડાવીશ.'

'ત્યારે તો મારું ખરું નામ બતાવી દઉં: ચુનીલાલ દામોદર શાહ.'

બાળક અત્યાર સુધી શાંત ચિત્તે બેઠો બેઠો આ વાર્તાલાપ સાંભળતો હતો તે પકડવાની વાત સાંભળી ખડો થઇ ગયો ને બોલ્યો, 'મારા ભાઇને કોણ પકડશે ?'

'કોણ શું ? સિપાઈ સ્તો !'

'તો હું સિપાઇને મારીશ' કહી ખુણામાંથી એક નાની લાકડી લઇ ખભે મૂકી સુરેન્દ્ર પાસે ઉભો.

'તમારો રક્ષક બહુ બહાદૂર લાગે છે !'

એની યે એક કથા છે. વરસેક પ્હેલાં એ છોકરો એનાં માતપિતા સાથે મેળામાં ગયેલો. ત્યાં એ ખોવાઈ ગયો. મને અચાનક એ મળી આવ્યો ને શોધતાં શોધતાં એના માબાપ અહીં જડી આવ્યાં. ત્યારથીજ અમારી વચ્ચે ઓળખાણ થઈ ને મેં અહીં કુટુંબીજન તરીકે રહેવા માંડયું.'

'તમે કલ્પી શકો છો કે તમારી આ જીવનકથા સાંભળી હું તમને કેવા કલ્પી રહી છું ?'

'વાસ્તવિક રીતે હું જેવો છે તેવો નીચ-લુચ્ચો...'

'ના ! આપ મારા પર અન્યાય કરી રહ્યા છો. તમારા પહેલા અન્યાય માટે તો હું ક્ષમા આપી શકું એમ છું. પણ આ માટે તો હું ક્ષમા નજ આપી શકું. આવી પ્રતિકૂળ દશામાં પડયા છતાં યે જેનું હૃદય આટલું પવિત્ર, નિષ્કપટ અને કોમળ રહ્યું એને માણસ નહિ દેવજ

ગણાય. તમે મારા પર જે આક્ષેપો કર્યા એ બધા ખરા છે. હું ખરેખર ભ્રષ્ટ છું. અને આપની સામે જોવાની યે મારામાં લાયકાત નથી. આપે આપના હૃદયની વિશાળતા દર્શાવી મારૂં ખરૂં સ્વરૂપ મારી નજર સન્મુખ ખડું કર્યું છે. મારા પર દયા કરો. મને બચાવો' કહી એ સુરેન્દ્રને પગે પડી.

એને બેઠી કરતાં સુરેન્દ્રે કહ્યું 'કૃષ્ણાકુમારી પ્રભુને ખાતર મને લજ્જીત ન કરો.'

કૃષ્ણાએ ગદ્દગદ્દ કંઠે બોલવા માંડયું, 'તમે આ દુષ્ટોના હાથમાંથી મારૂં રક્ષણ કરો. હું તમારા વિશ્વાસને લાયક થઇ શકું એવું મને શિક્ષણ આપો. મને ઘણીયે વેળા મારી અધમ દશા પર ધિક્કાર આવતો. મને થતું કે ચારે તરફથી જકડતી આ વિલાસની જાળને હું ફગાવી દઉં પણ મારા દુર્બળ આત્મામાં એ સામર્થ્ય નો'તું. અને મને લાગે છે કે મેં મેળવેલું શિક્ષણ આને માટે જવાબદાર છે. મારા ઉચ્ચ શિક્ષણે ગૃહિણી જીવન તરફ મને અણ-ગમો કરાવ્યો હતો. લગ્નથી કોઇ સાથે જોડાઇ એને સ્વાધીન થવું મને નો'તું ગમતું. હું પુરૂષો માફક સ્વતંત્રપણે વિહરવા ઇચ્છતી હતી એટલે દાંપત્ય સુખોને હું તુચ્છકારતી હતી. મારા પિતા વિદ્વાન હતા અને મા અભણ હતી, મારા પિતા મારી આ અભણ માતાથી ખુબ કંટાળતા હતા. અને એને મન એ લોઢાંની બેડી હતી એટલે મને એમણે મારી માતાથી દૂર રાખી ઉચ્ચ શિક્ષણ આપવાનો પ્રબંધ કર્યો. આ બધાથી નિરાશ થઇ મારી માતાએ આપઘાત કર્યો. મારા પિતાનું જીવન જોઇ મને લગ્ન તરફ વધારે ઘૃણા ઉત્પન્ન થઇ. આધુનિક શિક્ષણ મનુષ્યને ઉચ્ચ આદર્શો સેવતાં શિખવતાં વિલાસપ્રિય બનાવે છે. એ મને હવે સમ-

જાય છે. આપને અત્યારે આ બધી ડાહી ડાહી વાતો હું કહી રહી છું. પણ કદાચ ઘર જઇ ભૂલી જઇશ. હું જે સમાજમાં રહું છું ત્યાંનો વાયુ પણ દુષિત છે. ત્યાં બધાયે મને વિલાસના કાદવમાં રગડવા ઇચ્છે છે. અત્યાર સુધીમાં આપેજ પહેલવ્હેલો મારાપર વિશ્વાસ મુકયો છે. પ્રભુને ખાતર હવે મને ભૂલશો નહિ.'

કૃષ્ણા તરફ વેદના ભરી નજરે જોઇ સુરેન્દ્રે કહ્યું, 'તમને કોઈ પણ જાતની મદદ કરતાં મને આનંદ થશે. કૃષ્ણાકુમારી, આપણે બધાં માટીનાં પુતળાં છીએ. કોઇ છેક નિર્દોષ નથી. મનુષ્યનો અધઃપાત બે રીતે થાય છે. કયાં તો પરિસ્થિતિથી યા પૂર્વ સંસ્કારોથી પરિસ્થિતિઓને લીધે જેનું અધ:પતન થયું હોય તે એને ત્યાગી પોતાની જાતને બચાવી શકે છે. પણ પૂર્વ સંસ્કારોથી પતિત થએલાનો ઉદ્ધાર થવો કઠણ હોય છે. તમારા પવિત્ર ને સુંદર આત્માને પરિસ્થિતિએ ઢાંકી દીધો છે. તમારામાં હવે સત્ય રવિ પ્રગટયો છે. એટલે એ વાદળાંઓ હવે હઠી જશે પણ પહેલ વ્હેલાં તમારે આ પરિસ્થિતિમાંથી મુક્ત થવું પડશે.'

'એ તમારે માથે.'

'વૈદ્ય રોગીને જબરજસ્તીથી દવા પીવાડે છે.'

'હું કડવીમાં કડવી દવા પીશ. આપ મારે ત્યાં આવશો ?'

'જરૂર.'

કૃષ્ણાએ ઉભા થતાં કહ્યું, 'જો જો. ભૂલશો નહિ ! હું તમારી રાહ જોઇશ બરાબર સાંજે પાંચ વાગે. તમારા રક્ષકને યે લાવજો.' એણે બાળકને ગોદમાં ઉઠાવી ચુમી કરી ને તરત ઘરની બહાર નીકળી ગઈ.

એના પગ જમીન પર નો'તા પડતા. જાણે એ હવામાં ઉડી રહી હતી. જાણે ધુમ ધુમના તરસ્યાને મીઠાં જળનું સરવરીયું—

બીજે દિવસે સાંજે પાંચ વાગે કૃષ્ણાએ સુરેન્દ્રના માનમાં પાર્ટી આપવાનું નક્કી કરી આમંત્રણ પત્રિકાઓ મોકલાવી દીધી. અને પોતે સંમેલનની તૈયારી કરવા મંડી. દિવાન સાહેબના હાથમાં એ પત્રિકા જતાં ખુબ ખુશ થયા. એને થયું મૂર્ખો ખરેખર કૃષ્ણાની જાળમાં સપડાયો. હું એને ચપળ માનતો હતો પણ કૈં નહિ. એ બધા વિપ્લવ-વાદીઓ એવાજ. મોટે ભાગે બકવાદ કરે એટલું જ.

ચાર વાગ્યાથી મહેમાનો આવવા લાગ્યા. રાજ્યના બધાએ મોટા અધિકારીઓ, લક્ષ્મીનંદનો, બુદ્ધિવાનો અને અખબાર નવેશો આ સમારંભમાં ભાગ લેવા પોતાના કુટુંબ સાથે આવ્યા હતા. ભવનને સુંદર શણગારવામાં આવ્યું હતું. અને વાતાવરણમાં સંગીતની મીઠી લહર ગુંજી રહી હતી

પાંચ વાગે દિવાન સાહેબ આવ્યા ને કૃષ્ણા પાસે જઈ હસતે મુખે કહ્યું, 'હું ઇચ્છું છું કે આજ તારાં ચરણો ચુમુ. મેં નો'તું ધર્યું કે આટલો જલ્દી તું એને બનાવી શકીશ.'

'પણ મીસ દેશાઇ તો જીતવાજ સરજાઈ છે ને' મીસીસ ભરૂચા બોલ્યાં.

'મેં સાંભળ્યું છે કે એ સાવ ગમાર છે' મી. ભરૂચાએ કહ્યું.

'છ છ. કોઇ કોલેજમાં ભણ્યો હોય તો સભ્યતા શીખે ને ?'

'મેં સાંભળ્યું છે કે એ નાસ્તિક છે. વર્ણાશ્રમ ધર્મ પાળતો નથી.' દાઢીપર હાથ ફેરવતાં મહંત બોલ્યા.

'નાસ્તિક તો હું પણ છું' કૃષ્ણા બોલી ઉઠી. 'મને યે પ્રભુમાં વિશ્વાસ નથી.'

'તમે નાસ્તિક હશો. પણ તમે હજારો નાસ્તિકોને આસ્તિક બનાવો છો તેનું શું?' મહંતજી મીઠું મીઠું હસતાં બોલ્યા.

કેમ મહંતજી, કૃષ્ણાબ્હેને તમારા પર પણ ભુરકી નાખી છે કે શું?' કોઇ બોલ્યું.

એવામાં સુરેન્દ્ર પેલા બાળકને લઇ પ્રવેશ્યો. સામાન્ય કપડાંમાં એ સુંદર દેખાતો હતો. એના વદન પર શૌર્ય ઝળકતું હતું. એ પૂરેપૂરો શિષ્ટ જણાયો. અને એને બનાવવાની મહેમાનોને એકપણ તક નહિ મળી. એને પૂછાતા પશ્નોના ઉત્તર સાંભળી લોકો મુગ્ધ થતા ને કૃષ્ણા તો એનું આ વાક્ચાતુર્ય જોઈ ગાંડી બની.

અચાનક 'હું હમણા આવું છુ' કહી કૃષ્ણા પોતાના શયનાગારમાં ગઇ અને પહેરેલાં કિંમતી વસ્ત્રો અને આભૂષણો ફગાવી દઇ સ્હવારેજ મંગાવેલી ખાદીની સાડીમાં સજ્જ થઇ. આ ધોળી સાડીમાં એ વધુ મોહક લાગતી હતી. એના મ્હોં પર શુભ સંકલ્પનું બળ ઝળકતું હતું. અને એનાં નેત્રોમાં કૈં દૈવી જ્યોત દેખાતી હતી. જાણે કોઇ દેવે વરદાન દીધું.

એ બ્હાર આવી ત્યરે એને આ નવા સ્વાંગમાં જોઇ મહેમાનો તો ચકિત થઇ ગયા. દિવાન સાહેબે ધાર્યું કે સુરેન્દ્રને જાળમાં સપડાવવાની આ વળી કોઇ નવીજ યુક્તિ હશે.

મહેમાનોની સામે ઉભા રહી એણે શરૂ કર્યું 'મિત્રો, આપને યાદ હશે કે પરમ દિવસે શ્રીયુત સુરેન્દ્ર મહેતાએ મારા પર ખોટા આક્ષેપો કર્યા હતા. એ મહાશય આજ અહીં હાજર છે. મારા પર એ આક્ષેપો કરવા માટે મારે એમને સજા કરવી છે. ગઇ કાલે હું એમને ઘેર જઇ એમના જીવનનાં સઘળાં ગુપ્ત રહસ્યો જાણી આવી છું. મારા એકજ નિશાને કહેવાતા આ વીર ઘાયલ થયા. એ રહસ્યો તમારી સમક્ષ મુકતાં હું ઘણો વખત નહિ લઉં. મેં જે વાતો એમના વિષે જાણી છે તે એટલી બધી ભયંકર છે કે કદાચ એ સાંભળતાં તમને મૂર્ચ્છા આવશે. ચોક્કસ પ્રમાણોને આધારે હું હવે માનું છું કે સુરેન્દ્ર વિદ્રોહી છ.........'

દિવાન સાહેબે જોરથી તાળી વગાડી અને આખું દિવાનખાનું તાળીઓના ગડગડાટથી ગાજી રહ્યું.

'પણ રાજનો દ્રોહી નહિ. અન્યાયનો દ્રોહી, અભિમાનનો દ્રોહી.'

ચાર બાજુ શાંતિ છવાઇ રહી. મહેમાનો એક બીજાના મ્હોં સામું જોવા લાગ્યા.

'મહાશય સુરેન્દ્ર મહેતાએ ગુપ્ત રૂપે શસ્ત્રો ભેગાં કીધાં છે, અને હત્યાઓ કરી છે.'

વળી પાછું દિવાનખાનું તાળીના ગડગડાટે ગાજ્યું.

'પણ કોની હત્યા? દુઃખની, દરિદ્રતાની, પ્રજાના કષ્ટોની ને પોતાના સ્વાર્થની.'

વળી પાછાં બધાં શાંત બન્યાં. પોતાના કાન પર જાણે વિશ્વાસ ન હોય એમ મહેમાનો એક બીજા સામું જોવા લાગ્યા.

'એમણે ગુપ્ત રીતે લુંટો ચલાવી છે. અને હજી લુંટો ચલાવી રહ્યા છે.'

આ વખતે એક પણ તાળી ન પડી, એ પછીનાં વાકયો સાંભળવા મહેમાનો આતુર બન્યા 'અને એમણે મારા પર પણ હાથ ઉપાડયો છે. મારૂં સર્વસ્વ હરી લીધું છે. હું હવે નિરાધાર છું. અને એમના ચરણો સેવ્યા સિવાય મારે બીજો કશો આધાર નથી.' આમ કહી એ તરતજ સુરેન્દ્રના ચરણે પડતી આંસુથી ઉભરાતી આંખે બોલી, 'પ્રાણાધાર ! આ અબળાને ડૂબતી બચાવો. તમારા ચરણોમાં એને સ્થાન આપો.'

આખું મહેમાનમંડળ આ જોઇ સ્તબ્ધ થઈ ગયું.

એક અઠવાડિયું વીત્યું. સુરેન્દ્રને કેદમાં પૂરવામાં આવ્યો. અને એના પર મુકરદમો ચલાવવાની તૈયારી થઇ રહી હતી. સારાયે રાજ્યમાં સુરેન્દ્રની ધરપકડથી કોલાહલ મચ્યો હતો. અને ગામે ગામ એ માટે વિરોધ દર્શાવવા સભાઓ મળતી. ને પોલીસ દરરોજ ચાર પાંચ માણસને પકડતી. વર્તમાનપત્રોમાં પણ આ વાત ખુબ ચર્ચાતી હતી

રાતના નવ વાગ્યા હતા અને દિવાન સાહેબ પોતાના દિવાનખાનામાં બેઠા બેઠા કૃષ્ણાને પાછી કેવી રીતે મેળવવી એનો વિચાર કરતા હતા. એ બબડયા, 'કેવી કૃતઘ્ની છોકરી ! મે એની બધી ઇચ્છાઓ પોષી ત્યારે એ આવી બેવફા નીકળી ! દુનિયા મને ગમે તે કહે પણ હું મારા માર્ગમાંના આ કંટકને તો જરૂર સદાને માટે દુર કરીશ. સુરેન્દ્રને તો હું જરૂર ફાંસીને માચડે ચઢાવીશ યા દેશ-નિકાલ કરાવીશ.'

એવામાં અચાનક દિવાનખાનાનું દ્વાર ખુલ્યું અને કૃષ્ણા દાખલ થઇ. એને જોતાંજ દિવાન સાહેબને થયું કે આ જરૂર નિરાશ થઇને ફરી, એટલે એણે નમ્રતાથી કહ્યું, 'આવ કૃષ્ણા, હું તારોજ વિચાર કરતો હતો.'

'સાચું કહો છો ?'

'કહે તો હૃદય ચીરી બતાવું.'

'પ્રેમમાં દુરાગ્રહને સ્થાન નથી, સમજ્યા ? તમે મારું લોહી ઝંખી રહ્યા છો છતાં કહો કે હું તનેજ યાદ કરતો હતો. તમે મારા પતિને કેદખાનામાં રાખ્યા છે. એ પ્રેમજ છે ને ? બોલો છેવટ તમારે મારી પાસ શું જોઇએ છે ? જો આપ એમ સમજતા હો કે આ બધી સખ્તાઇથી ડરી હું તમારે શરણે આવીશ તો એ તમારો ભ્રમ છે. સુરેન્દ્રને ફાંસીએ ચઢાવો વા કાળાપાણીએ મોકલો, પણ મારા પર એની કશી અસર નથી થવાની એ યાદ રાખજો. હું એને મારા સ્વામી ગણું છું. એમની વિશાળ ઉદારતાએ મારો ઉદ્ધાર કર્યો છે. તમે મને વિષયના ફંદમાં ફસાવી મારો આત્મા કલુષિત કરવા ઇચ્છતા હતા. તમે મને અંતરાત્મા વિનાની સમજતા હતા. એ દિવ્યપુરૂષે પોતાના દિવ્ય આત્માના આકર્ષણે પ્રથમ પરિચયેજ મને ખેંચી લીધી અને ત્યારથીજ હું એમની થઇ અને ભવોભવ એમની રહેવાની. આ માર્ગથી તમે મને નહિ હઠાવી શકો. મને એક દિવ્ય આત્માની સહાયની જરૂર હતી અને તે મને મળી ગઇ. એની આગળ ત્રણે લોકનો વૈભવ તુચ્છ છે. એના વિયોગમાં ભલે મારો પ્રાણ જાય પણ તમારે શરણે તો ન આવું.'

'કૃષ્ણા, પ્રેમ ઉદાર કે ક્ષમાશીલ નથી હોતો. તું મારી થાય તો તું મારૂં સર્વસ્વ છે. પણ તું મારી ન થાય તો પછી તું અને તારાં ગમે તેવી હીન દશામાં હોય તો યે મારે શું ?'

'આ આપનો અંતિમ નિશ્ચય છે ?'

'છે એમ કહું તો ?'

કૃષ્ણાએ રીવોલ્વર ખેંચીને કહ્યું 'તો પહેલું આપનું શબ જમીન પર પડશે ને પછી મારૂં; બોલો આ આપનો છેવટનો નિર્ણય છે ?' વાકય પુરૂં કરી રીવોલ્વરની નળી દિવાન સાહેબની છાતી તરફ રાખી જવાબની રાહ જોતી એ ઉભી.

દિવાન સાહેબ ખુરસી પરથી ઉભા થઇ ગયા અને જરા ઉશ્કેરાઇને બોલ્યા 'શું તું મારે માટે આ સાહસ કદી યે કરત ! હવે મને લાગે છે કે તું મારી નહિ થઇ શકે ! જા ! તારો સુરેન્દ્ર તને મુબારક હો ! એના પરનો કેસ હું પાછો ખેંચાવી લઇશ; પવિત્ર પ્રેમજ આવું સાહસ કરવા પ્રેરી શકે. અને તમારો પ્રેમ ખરેખર પવિત્ર છે. જો કોઈ પુરાણા પાપીને ભવિષ્ય ભાખવાનો અધિકાર હોય તો હું ભવિષ્ય ભાખું છું કે આ ભવનની સ્વામિની થતાં તને ઘણો વાર નહિ લાગે. સુરેન્દ્રે મને પ્રેમના ક્ષેત્રમાંજ નહિ પણ રાજનીતિના ક્ષેત્રમાં યે મહાત કર્યો. સત્ય પુરૂષનો એક પળનો સંસર્ગ પારસમણિ માફક જીવન પલટાવી શકે છે, આત્માને જગાડી શકે છે અને અજ્ઞાનને મટાડી દિવ્ય જ્ઞાનજ્યોતિ ફેલાવી શકે છે એ આજ સિદ્ધ થઇ ગયું.

---

મૂળ હિંદી.

## એ સંસ્મરણો.

તમે (આ લેખ વાંચી શકે એવી જ્ઞાતિ ભગિનીઓ) જીવનમાં આશા કરતાં નિરાશા વધુ અનુભવી હશે એ હું જાણી શકું છું. તમે કંઇ કંઇ આશાઓ રાખી હશે પણ કયતો પણતરે કે ક્યાંતો પ્રતિકૂળ સંયોગોએ તમારી એ આશાના ડુંગરોને અણુસમ બનાવી દીધા હશે. અને એ પ્રસંગોની યાદે તમને એકાંતમાં કેટલીયે વાર રડાવ્યાં હશે. અને તમારૂં—આપણું—તે કૈં જીવન છે ? આ ન્યાતિમાં આપણી સ્થિતિ કફોડી નહિ તો વિચિત્ર તો છેજ.

તમે જન્મ્યાં ત્યારથીજ દુઃખી હશો. તમારાથી છૂટથી રડાયું યે નહિ હોય યા પેટ ભરીને ઝુલા યે નહિ ખવાયા હોય. તમે ગમે ત્યાં જન્મ્યાં હો—ધનિક કે દીનને ત્યાં—તોયે તમારા જન્મ સમયે તમારી માતાએ એકાદ પોશ તો આંસુ સાર્યાં હશે. ને તમારા બાળપણમાં તમને કોઇએ બરાબર રમાડયાં યે નહિ હોય સમાજના ધાકે કે વડિલોની લાજે પિતાએ તમને તરછોડયાં હશે. અને જ્ઞાતી ગ્રામને લીધે માતા તમારી બરાબર કાળજી ન

રાખી શકી હોય એ પણુ બને એવું છે. અને એ બિચા-રીને તો કેટલીક વાર તમને ધવરાવવાની યે ફુરસદ નહિ મળી હોય.

પછી તમે જરા મોટાં થયાં ને ઝભલું મૂકી ઘાઘરી ચોળી પ્હેરતાં થયાં. પિતાએ તમને ભણુવા મૂક્યાં ને ત્યાં પાંચ છ વર્ષ ભણ્યાં. એ વખતે તો તમે જરા સ્વતંત્ર હતાં. ખરૂં ને ? છોકરાઓ સાથે છૂટથી વાત કરતાં યા કેટલીક વખત એમના એકાદ ખરાબ વાક્યનો એવો જવાબ આપતાં કે એઓ ત્યારે સડકજ થઇ જતા. પણુ પછી ધીમે ધીમે તમારી સ્વતંત્રતાની ઉપર તરાપ મરાવા લાગી ને તમને યે તમારા પોતામાં કંઈક નવીનતા આવી છે એમ લાગ્યું. ને તમને લગનના વિષયમાં રસ પડવા માંડ્યો. અને કલ્પનાના એ નિર્દોષ આનંદમાં તમને કેટલો રસ પડતો ? તમારા પિતા સુધરેલા હશે, અને સામાજીક બંધનો અત્રુટ નથી એમ માનતા હશે તો તમે વધુ સ્વતંત્ર રહીને વધુ કેળવાઈ શક્યાં હશો.

મ્હોટી બ્હેન પરણી ત્યારે તમને કેટલો આનંદ થએલો ? ને એને માયરામાં રડતી જોતાં તમને શું શું થએલું ? ક્વચિત્ મ્હોટી બ્હેનનો એ વર તમને ન ગમ્યો હોય, અને નિર્દોષ ચિત્તે એમ પણુ કહી દીધું હોય કે આવા વરને હું તો ન પરણું. પણુ એ સાંભળીને જ્યારે મ્હોટી બ્હેનનું વદન ઝાંખું થઇ ગયું હતું ત્યારે તમને કેટલું લાગ્યું હતું ? અને તમે કેટલીયે વાર ગગણેલાં "બળ્યું, આવું ન બોલત તો સારૂં ?" પણુ તમને ત્યારે ચોકકસ લાગેલું કે પિતાજીએ મ્હોટી બ્હેનનું જીવતર બગાડી નાંખ્યું હતું.

મ્હોટી બ્હેન પરણ્યાં પછી તમારો એકાદ ભાઇ પરણ્યો, અને ભાઇની બ્હેન થવાનું સદ્‌ભાગ્ય તો આપણુને બધાંને હો. પહેલાં તો ભાભી સાથે વાત કરવાની કેવી મઝા પડતી. ભાભીને છાનાં છાનાં કવરો આણી આપતાં અને એને પોષ્ટમાં નાંખી આવતાં તમને અજબ આનંદ થતો. અને ત્યારે તમને કાંઇક ઇચ્છા હતી, તમને થતું કે હું પણ એક વખત આથી સારા પત્રો લખી પાકીટો નાંખીશ અને કવચિત તમે તોફાની હો તો પરણ્યા પછી અન્ય સ્રીઓ કરતાં તમે સારા પત્રો લખો છો એ સિધ્ધ કરવા ભાઇ પર આવેલ ભાભીનો પત્ર, ખાનગી રીતે મેળવી તમારા પતિ પર તેનો પત્ર મોકલો યે ખરાં.

તે પછી તમારા લગ્નની વાત ચાલી. બે ચાર જગ્યાએથી તો તમને જોવાને આવેલાં, ત્યારે તમારામાંના કોઇને નોતું થયું કે મને બધા જોવા આવે. (કવચિત્ એ પણ). તો હું એમને ન જોઉં ? પણ એ બધો વખત તમને એક બીજી ઇચ્છા થતી હતી. તે કહી દઉં ? તમારે ગામ મોસાળમાં વેકેશન માલવા આવતો રમણ તમને ગમતો. ને તમને થતું કે આવો વર મળે તો ? અને એને માટે તમે અમુક કલ્પ્યું હશે. ‘ આમ એને મળત, આમ વાત કરત. ’ પણ ત્યારેય તમને લાગતું કે એવો વર ક્યાંથી મળે ? પણ એ પરણી ગયો ને તમે એના લગ્નમાં યે ગએલાં ત્યારે તમને શું શું થએલું ? એની પત્નીની કેટલી અદેખાઇ આવેલી ? પણ વધુ તો તમને એ લાગેલું કે રમણભાઇની પત્ની એને લાયક નો’તી. આ બધું તમને સાલતું. અને કેટલીયે

વખત પથારીમાં પડયાં પડયાં માથુ દુઃખવાનું બહાનું કાઢી એ માટે રડયાં હશો ?

પછી તમારા પિતાએ પાછા આંટા મારવા શરૂ કર્યાં, અને ત્યાં સુધી તેમનો વિચાર તમારે માટે લાયક વર લાવી મ્હોટી બહેન વખત થએલ વાતની પુનરૂકિત કરવાનો નો'તો. એ પરગામ જઇ આવીને તમારી બા આગળ વાત કરતા. તમે કેટલી આતુરતાથી સાંભળતાં, અને પિતાની ગ્લાનિ જોઇ તમને કેટલું લાગતું. તમને થતું કે આના કરતાં તો મરી ગઇ હોત તો સારૂં અને કોક વખત આવેશના જોમમાં સ્નેહલતા થવાનો વિચાર યે કર્યો હોય !

પછી તમારો એ લગ્નદિન આવ્યો. બધા કરતાં તમારા પતિને જોવાની તમારી ઇચ્છા અતી તીવ્ર હતી; ખરૂં ને ? મણી આવીને કહી ગઇ ત્યારે તમને કે'વું થએલું ? તમને તે દિવસે ખાવાનું યે નો'તું ભાવેલું. ને પછી તમે પરણવા બેઠાં. હસ્તમેળાપ થયો ત્યારે તમારો હાથ કેવો ધ્રુજેલો ? અને પછી એ અંતરપટ ખસતાં તમારા પતિને જોયો. જો એ સુંદર હોત તો તમારી છાતી એક હાથ ઉંચી આવત પણ એ જરા એવોજ હતો. તમારી મ્હોટી બહેન વખતે કરેલ ટીકા તમને યાદ આવી. એકવાર પરણતાં પરણતાં તમને ઉડી જવાનું મન થએલું પણ એમ તમે નો'તાં કરી શકયાં એ તો નકકીજ.

પછી...પછી તમે પરણી ચુકયાં ને બીજે દિવસે સવારે તમે કૈં વિચિત્ર ભાવો અનુભવ્યા; અને કોઇ નવિન વાતાવરણમાં તમે આવી પડયાં હોય એમ તમને લાગ્યું. વખતે તમને એમ લાગ્યું હશે કે નિરાશા વિના તમારા

જીવનમાં હવે બીજું કાંઇ નહિ રહે. અને એ લોક ધૂપેલ લેવા ગયાં ત્યારે તેમની સાથે તમે યે લાલ આંખે પિતાને ત્યાં ગયાં. અને બાને એકાદ બે વાત છાનીમાની કહી. પછી જ્યારે 'એઓએ-તમારા સાસરાંવાળાંએ આપવા લેવાની તકરાર કરી અને તમારાં વડિલો પર અમે તેમ વાકયબાણ છોડયાં, ત્યારે તમને ઘણું લાગ્યું. અને તમે રડયાં, ને વાડી ભરાવી આવ્યાં ત્યારે તો તમે રડીને બા અને બાપુને યે રડાવ્યાં. એમ કરતાં કરતાં ત્રીજો દિવસ ઉગ્યો ને તમે ગયાં. તમને લાગ્યું કે 'બાપુને અંતરથી છૂટી બેઠી.' ત્યાં યે તમે ઘણું રડેલાં. પણ પાછાં આવ્યાં પછી સાસરાંની વાતો કરવામાં તમને કેટલો રસ પડતો. પણ એની વાત આવતાં તમને જરા ગ્લાનિ થઇ આવતી પણ અંતરના એ ભડકાને અંતરમાં શમાવી ઉત્સાહભેર વાત કરવા પ્રયત્ન કરતાં એ તો યાદ હશે. આમ વર્ષો વહી ગયાં. નણંદ હશે તો તમે તેનો ઓછો કે વત્તો ત્રાસ વેઠયો હશે, સાસુનો ક્રોધ ને સસરાજીની અનુકંપા મેળવી હશે અને એકાદ વખત તો અધોગતિને પંથ પળવા જતાં કોઇ આકસ્મિક સંયોગોએ તમને બચાવ્યાં હશે યે ખરાં.

વર્ષો વીત્યાં ને તમે જો બીજવરને પરણ્યાં હશો તો તમારી મરજી વિરૂદ્ધ તમારે માતા થવાની તૈયારી કરવી પડી હશે. અને ત્યારે આપણી સ્ત્રીજાતિની પરતંત્રતા તમને સાલી હશે. ને એના તરફ કેટલો અણગમો આવ્યો હતો. આપણી એ વખતની સ્થિતિ ઇન્દુભાઇની લેખિનિ કરતાં આપણે વધુ સારી રીતે જાણીએ છીએ.

પણ જો તમે કોઇ લાયક સંસ્કારી પતિ મેળવવા ભાગ્યશાળી થયાં હશો તો તમારૂં જીવનઝરણું સુખે વહી જશે.

પણ...પણ આ બધાંમાંયે તમે કોઈ પણ રીતે સંપૂર્ણ સુખી તો ન હો. પતિ ઉત્તમ હશે તો તમને સાસુસસરાનું દુઃખ હશે. સાસુસસરાનું સુખ હશે તો તમને પતિનું સુખ ન હોય અને વખતે હું નથી ઇચ્છતી પણ અનુરૂપ પતિ મળ્યો હોય ને તમે વિધવા થયાં હોય યા વિધિના કોપે તમને એણે તજ્યાં હોય. આ બધાંમાં સુખનાં સંસ્મરણો તમને વીરલ થઈ પડે એ તદન સ્વાભાવિક છે.

તમારાં સ્વપ્નો તમારા મનમાંજ રહ્યાં હશે. તમારી પતિ માટેની મહેચ્છાઓ તમને નકામી થઈ પડી હશે, અને એનો ઉપયોગ કદાચ તમારી સખીને કહેવામાંજ રહ્યો હશે. આ બધું તમને એકાદ દિવસ યાદ આવ્યું હશે. યાદ આવતાં તમારી આંખો આંસુથી ઉભરાઈ હશે, એ બધાંમાંજ આપણે આપણું જીવન વીતાડવાનું રહ્યું છે અને મને ને તમને બધાને,

'પ્રભુએ તો સરજેલું છે સુખ,
મન મનનું ખોળી લે છે દુઃખ.'

એ પંક્તિ એકાદ વાર તો ખોટી લાગી હશે.



# કવિપત્ની.

ઓ દુનિયાના દેવો ? તમે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરવા સમર્થ છો. પણ બતાવશો કોઇ એવી અદૃષ્ટ શકિત ! જે તુટયા સરખા સંસારને સાંધીને સરળ કરે.

× × × ×

કાલેજ મને યમનું તેડું આવે, કાળને ચોપડે મારી જીવનકથા કેવી આલેખાય ? મારી આત્મકથા કહું ? જેનાં દુ:ખ એટલાં ચૂંથાયાં છે કે વાંચતાં કંટાળો આવે, એવી હું વિધવા નથી. પણ મારી જગ્યાએ તમો હો તો જેના જીવનમાં અમી વહી રહે. આનંદછોળ ઉછળી રહે, એવી હું કવિપત્ની છું,......ના હતી.

જગત્ જેની મૈત્રી ચાહે, જેની મૈત્રીમાં મોટમ સમજે, એવા પુરૂષની હું જીવનસખી હતી—ગૃહદીવડી હતી.

(૨)

એ કોલેજમાં ભણતા, ત્યારથી જ મારા પિતાની એની ઉપર નજર હતી. એમનાં કાવ્યો મેં ઘણાંએ માસિકોમાં વાંચ્યાં હતાં. એમની પ્રશંસા મેં ઘણાંને મુખે

સાંભળી હતી. પડછાયાની માફક સાથે ફરતો એમનો મિત્ર ઇન્દ્રવદન એમના જેવોજ હતો. મિત્રોમાં ઉલ્લાસથી વાત કરતા જતા મેં એમને ઘણીએ વાર જોયા હતા. ત્યારે મને થતું કે મારી જીવનનૌકાના એ સારથી બને તો સંસાર કેટલો બધો રસમય લાગે ? કોઇએ કહ્યું છે કે માનવી અભિલાષને કુદરત ઝીલી લે છે, અને એ અભિલાષને કલાના રૂપમાં પાછા દે છે, એ શું સત્ય હશે ? અને સત્ય કેમ ન હોય ? એમને માટે મેં આદરેલું મનોતપ સફળ થયું. મને મનગમતા જીવનસાથી મળ્યા. ઉલ્લાસથી મેં એ પ્રસંગને વધાવ્યો. જાણે મારી રંગેરગમાં આનંદની અખુટ છોળ ઉછળી. હું ઘણુંએ વિમાસતી કે એ લગન દિન પાછો ન આવે ? પણ ત્યારે મને શી ખબર કે કવિને પત્ની કરતાં પણ વધારે સુન્દર ચીજ પ્રાપ્ત થઈ હોય છે ? ત્યારે મને શી ખબર કે સારા જગતને આનંદ ઝોળે ચઢાવનાર, સારા સંસારમાં તોફાન મચાવનાર જાતેજ નીરસ હોય છે, જાતેજ અસંતુષ્ટ રહે છે ? અને એ ખબર હોય તો હું કરત પણ શું ?

(૩)

આ બધું શા માટે ? હું સંપૂર્ણ રીતે સુખી હતી. એના મુખ ઉપરની લાલી જાણે આકાશ પરથી ઉતારી હોય. નેત્રોમાંથી જ્યોતિની ધાર વ્હેતી. થોડાજ કવિનાં આચરણ શુદ્ધ હશે. અને તેમાં એ થોડાજ સુન્દર હશે. એ થોડામાંના એ એક હતા. પણ બહુ શરમાળ. પરણી આવતાં એ આંખ પણ ઉંચી સરખી ન કરતા. ગમે તેવી વાતમાં હોઇએ ને મારી કોઇ સખી આવતાં એ ગમે તેટલું કહ્યા છતાં પણ ઉઠીને ચાલ્યા જતા. મને એવા

પતિ મળે એ મારૂં ભાગધેય. હું જરા માંદી પડું તો એમનો જીવ બળું બળું થઇ જતો. હું જરા બહારગામ જાઉં તો એમને જરા યે ચ્હેન ન પડતું. હું ન હોઉં તો એમની શી સ્થિતિ થાય ? એમણે પોતાની જાતને પણ મારા કબજામાં સોંપી હતી. ઘરનો સર્વે ભાર પણ મારેજ માથે. કપડાં બદલવાનું હું ન કહું તો દિવસના દિવસ વહી જાય. કપડાં મેલાં થઇ જાય પણ એ ન બદલે.

પ્રથમ એમને મારો મોહ હતો. મને ચીઠ્ઠીઓ લખતા, કાગળ ઉપર પણ લોકો જેને પ્રેમ કહે છે તેની ધારા વહી જતી. મને પુસ્તકો ભેટ ધરતા, તેમાં યે કવિતા. એમનું વાતાવરણજ કવિત્વમય હતું. મને ભેટ આપેલી એક ચોપડી મારી પાસે છે, તેની ઉપર એમણે લખેલી કવિતા હજી મને યાદ છે.

"તને અર્પું આજે, પ્રથમ પગલે પુણ્ય દિવસે,
કુસુમોની માળા, સુમન મધુરાંથી રસવતી;
રસાળુ થાઓને તવ જીવન આ માર્દવ ભર્યું.
સખી એવું ઇચ્છું, વળી વધુ કહે શું કરી શકું ?"

એવા એવા તો કૈં કેટલાએ રસપ્રસંગો વીત્યા હશે. પછી એ મોહનું પ્રેમમાં રૂપાન્તર થયું. મારે હાથે બનાવેલી રસોઇમાં કાંઇ અજબ મીઠાસ એમને લાગે છે. મને અનુલક્ષીને લખાએલાં કેટલાંએ કાવ્યો ગુજરાતી આલમને મળ્યાં છે. હું ન સાચવું તો એમના કાગળો યે રખડી જાય. એ તો બસ લખ્યેજ જતા. મને વિચાર થતો, મારે બદલે કોઇ ફુવડ સાથે એ પરણ્યા હોત તો, એમની શી દશા થાત. હું કેટલીક વખત એમની ઉપર ક્રોધે પણ ભરાતી, ત્યારે તે કહેતા 'તારી ભ્રકુટિનો ક્રોધ ઓર મરડ

છે.' હું હસી પડતી. મારો ક્રોધ ક્યાંએ સરી જતો. પણ હું મહિનો એક બહાર જાઉં તો ઘરની શી સ્થિતિ થાય?

એક દિવસ મેં એમને કહ્યું- "આખું ગુજરાત જાણે છે કે તમે કવિ છો, પણ તમે આટલા બેપરવા છો એમ જાણે છે ખરૂં કે!"

"તુ એકાદ લેખ લખીને જણાવને" હસતાં હસતાં તેણે જવાબ દીધો.

"બદનામ થઇ જશો હોં" મેં જરા લટકો કરી કહ્યું.

"તો એ બદનામીમાં તારો યે ભાગ ને?"

"ના બા, આપણે એમાં ભાગ ન લઇએ."

"કેમ, એટલા માટે તો મે તને ગૃહલક્ષ્મી બનાવી છે."

મને આમ કહે ને હું ખીજવાતી. અમે વાત કરીએ તેનું છેવટ આજ વાક્ય હોય. હંમેશ પ્રમાણે રોષ કરીને હું ચાલી ગઇ, પણ મારૂં હૃદય તો આનંદસાગરમાં હિંચોલાતું હતુ: સમુદ્રજલમાં જેમ ચન્દ્રનું પ્રતિબિંબ ઝોલાં ખાય તેમ.

" આમ આવ તો " કહી મને પાછી બોલાવી લેતા. હવે એવું કહિ ન બોલાવે? બસ એક વાર ફરી એક વાર એમ ન બોલાવે?

(૪)

પછી એ દિન આવ્યો. અહા..... એ ન હોત તો કેવું સારૂં? પ્રભો! સારા ઇતિહાસમાંથી એ દિવસને ભુંસી ન નાંખે?

એ દિન આવ્યો સાહિત્ય પરિષદનો. મેં હઠ લીધી "તમે નહિ જતા."

"ગાંડી થઇ છે. ગયા વિના ચાલે ?

"પણ તમે ન જાઓ."

"ના ના, એમ કાંઈ ચાલે ? તારે આવવું હોય તો તું પણ આવજે."

"નહિ મારાથી ન અવાય. મારા ભાઇના લગ્ન છે, તેથી તમારાથી પણ ન જવાય"

"નહિ, મારે ગયા વિના ચાલે તેમ નથી. મારે 'આધુનિક કાવ્યશાસ્ત્ર' ઉપર નિબંધ વાંચવાનો છે. હું ત્યાં જઇશ. તું લગ્નમાં જજે."

"ના, તે ન ચાલે તમને લીધા વિના હું ન જાઉં."

આ સાંભળી થોડા વિચારમાં પડી ગયા. થોડી વારે ચમકીને બોલી ઉઠયા "એ કોણ ?"

થોડો વાર સુધી મૌન વ્યાપી ગયું. મને કાંઇ યાદ આવ્યું હોય એમ હું ચમકી.

"તમોને આજે ઘેર બોલાવ્યા છે. ત્યાં જમવાનું છે."

"નહિ, આજે ન અવાય. મારે ખાવું નથી. તું જા" કહી તેણે લખવા માંડયું.

"કેમ ન આવો ?"

"નહિ, આજે નહિ. ઉત્તમ ભાવ સ્ફુર્યો છે. તું જા. કવિતા લખવા દે" કહી તેણે હાથ હલાવી લખવા માંડયું.

"મને જાણે વીંછીનો ડંખ લાગ્યો. આ તે કેવું ! સદાએ એના ધ્યાનમાં મગ્ન. બાએ કેટલુંએ કહ્યું હતું કે એમને લઇનેજ આવજે પણ એને ક્યાં બીજાની પરવા છે ? મારી પરવાએ ક્યાં છે ? આપણે તો જાણે ઢોર જેવાં. પહેલાં તો મને જોતાં વેંતજ એમનું મુખ હસું હસું

થઇ રહેતું. હવે તો આપણે ઘરમાં છીએ કે નહિ તેની યે પરવા નહિ. કવિતામાંજ એમનું ચિત્ત, મારી આંખમાં સ્ત્રીસહજ આંસુ આવી ગયાં.

" કોઈ કહે તે તરફ જોશો કે બસ કવિતાજ !"

" આ કવિતાથી સારા સંસારમાં ગડમથલ થઇ રહેશે. કદી એવી કવિતા નથી લખાઇ."

" તમને મારી પણ કાળજી ક્યાં છે જે ?"

" તમારા હૃદયનેજ પુછો."

" નારે, મારે તમને પુછવું છે "

" આ કવિતાથી આખું જગત ચમકી ઉઠશે."

" પણ આજે નજ આવોને ?"

" તું જા" કહી તેમણે કાગળ ઉપર કલમ દોડાવી. મારા હૃદયમાં જાણે બાણ વાગ્યું. એને કવિતા ઉપર પ્રેમ છે, મારા ઉપર નહિ. એમને જગતમાં કીર્તિ જોઇએ છે, પણ ઘરમાં પ્રેમ નહિ. ઘરમાંથી નીકળી ત્યારે હૃદયમાં ડુમો ભરાયો. જતી તો હતી પણ ચિત્ત ઉદાસ હતું. યમ-દ્વારેજ જાણે કેમ ન જતી હોઉં......, આ જમને વટાવીને ઘેર જઇશ. કવીએ આશાથી બા વાટ જોતી હશે ? મને એકલીને જોઇને શું કહેશે ! કેટલાંએ પ્રેમી જોડાં અહીં ઉલ્લાસથી ફરે છે ! કેવો અનહદ આનંદ લુંટે છે ! પણ એમને એ બધું શા માટે ? એમને તો એમની કવિતાજ બસ છે. મારી જીવનનૌકાનો ખલાસી એક કવિ છે. તે છે અને નથી પણ ખરા. કાળરૂપી નદીના પ્રવાહમાં જીવન ભેખડ ઉપર હું ઉભી રહી છું. એ ભેખડ પવનના એક ઝપાટાથી પડે ને મારી જીવનકથા સમાપ્ત થાય. મારા હૃદયમાં ફરી ડુમો ભરાયો. નદી ઉપર ઉભી. ફરી

ફરીને ઉંચી નજર કરીને જોતી, એ આવે. પ્રેમે આશા ક્યારે છોડી છે !

કોઇ મન્ત્રબળથી મને આ નદીનો એક તરંગ બનાવી દે. એકાએક આંખે અંધારા આવ્યાં. વિચાર તંદ્રાએ ઇચ્છા પુરી કીધી. એ......પડી.

શુદ્ધિમાં આવી ત્યારે હું ઘરમાં હતી. કોચની પાસે ખુરશી ઉપર ડાક્ટર ઇન્દ્રવદન બેઠા હતા.

એમણે કહ્યું: "આને ધન્યવાદ આપ. એ ન હોય તો તું બચત પણ નહિ"

કપડાં સંભાળીને હું બેઠી થઇ ગઇ. સંકોચ ભરી એક નજર મારા ત્રાતા તરફ ફેંકી, પાછી નીચી ઢાળી દીધી. જોતજોતામાં જુના સંસ્કાર તાજા થયા, હૃદય હલમલી ઉઠ્યું. ધાર્યું કે એ જશે એટલે શાંત થઇ જશે. પણ નહિ, એ જતાં વ્યાકુલતા વધી ગઇ. એ ગયા સાહિત્ય પરિષદમાં અને મેં મુર્ખાઇએ મારા જીવનપંથના વહેણ બદલ્યાં.

(૫)

ઇંદ્રિસદન સમું ઘર હવે તો ખાવા ધાતું. એકલાં ગમે પણ નહિ. તેમનું સુન્દર ને સરળ જીવન મને હર ઘડી યાદ આવે. એના વિના મને ચેન સરખું યે ન પડતું. મકાન જાણે ખાવા ધાતું સારા જગતની પ્રવૃત્તિને લાત મારીને એ મારી પાસે બેસી રહે એમ થતું. એમની સ્થિતિ મારા જેવી ન થઇ હાય !......એ કથા હવે નથી કહેવાતી. માનો કે એ વાતને વર્ષ વીતી ગયું.

જગત કોઇને કહે થોભતું નથી. કાળનો સપાટો સર્વેને એક સરખો લાગે છે. પાણી ભરવા જતી સ્ત્રીઓ નદી ઉપર જાણે મારીજ વાત કરતી. રસ્તે જતાં લોકો

જાણે મારીજ વાત કરતા, અને જોઇને સ્ત્રીઓ જાણે મ્હોં મચકોડી હસતી.

\+ + + +

એ કવિ છે પણ મુર્ખ નથી. બેપરવા છે પણ બેસમજ નથી. સારા સાહિત્યાકાશમાં દિગ્વિજય કર્યો છે, પણ ઘર ગુમાવ્યું છે. હવે એને નિદ્રા નથી આવતી. બરાબર ખાતા પણ નથી. વિચારમાંજ ફરે છે. મારી સાથે બરાબર બોલતા પણ નથી. એમનું મુખ રડું રડું થઇ રહ્યું છે. કદાચ એને સમજ પડી ન હોય ! આ કવિતામાં પણ જાણે એનીજ અવસ્થાનું ચિત્ર ન દોર્યું હોય.

"બારણું કોણ ઠોકે છે ?"

એ અંદર આવ્યા.

"આ કવિતા કોને માટે લખી છે ?' મેં કાંઇ જાણતી ન હોઉં તેમ પુછ્યું.

એમની આંખમાં કાંઈ અજબ તેજ સ્ફુર્યું. "મારેજ મોઢે વાત કહેવડાવવી છે. હાથમાં મુખ ઢાંકી તારા હૃદયનેજ પુછ કે કવિતા કોને ઉદ્દેશીને લખી છે ?"

માગ માથા ઉપર જાણે હિમ પડયું. હું થરથર કંપવા લાગી. પણ દુરાચારની આગળજ નિર્લજ્જતા આવે છે. મારા અંગપ્રત્યંગમાં ધૃષ્ટતા વ્યાપી ગઇ. જરા કરડાઇથી મે કહ્યું, 'કેમ કવિતામાંથી રસ ઉડી ગયો ? અગ્નિમાં ઘી હોમવા આવી છે ?'

ગાંડાની માફક ફાટેલે ડોળે એ મારી સામે જોઇ રહ્યા. ઘાંટો કાઢીને તે બોલ્યા : "મૌતને પાસે ન બોલાવ, હું ગાંડો થયો છું."

આટલું કહી તે લાકડી લઇ નીકળી ગયા. જડવત ઉભી હું પૃથ્વી ઉપર ઢળી પડી.

(૬)

એ ક્યાં ફરતા હશે? બારીએ ઉભી ઉભી હજીએ આંખ ઉપર હાથ મુકી જોઉં છું, એ આવે? જરા અવાજ થતાં ચમકી ઉઠું છું, એ આવ્યા! જરાજરામાં મારૂં હૃદય ખળભળી ઉઠે છે. પુરૂષનો પડછાયો મને નથી ગમતો. બીજે દિવસે ટપાલમાં એક પુસ્તક આવ્યું. એમનાં કાવ્યોનો એ સંગ્રહ હતો. એમની હૃદયરાણીને એ સમર્પણ થયું હતું. અહા હું કેવી?

ફરી એ આવે તો હું મારો સઘળો દોષ કબુલ કરૂં, એમને પગે પડું. એમને વીનવું એમનું હૃદય દયાર્દ્ર છે.

એમને હું સમજાવીશ કે અપૂર્ણ ત્રિનિપાતમાંથી ઉન્નતિશિખરે પહોંચાય છે. એમની જીવનસખી બની એ વાત એમના હૃદયમાંથી દુર કરીશ.

મારો આખો સંસાર ફેરવી દઇશ. એ વાત હું ભુલીશ. એમની પાસે ભુલાવી દઇશ.

પ્રભો! તું દયાળુ છે. તેં હજારોના અપરાધની ક્ષમા આપી છે. તેં કોઇની ઉપર રહેમ ન કરી હોય એવું મેં નથી જોયું. મારી ઉપર દયા ન કરે? પડેલાને ઉંચે ચઢવાનો માર્ગ જ તારા રાજ્યમાં નથી! એક વેળા એ આવે, એ આવે ને મને મળે, મને મળે ને મારી વાત સાંભળે.....! બસ તો તો સંસારમાં નંદનવન ઉતારૂં.

પ્રભો! સારા સંસારને પાંચ વર્ષ પાછો હઠાવે એવી કોઇ શકિત નથી?

સૂચિત

# અનુનમ બારડોલી.

એનું જીવન ફક્ત બેજ ચીજો પર ટકી રહ્યું હતું. એક નાનો મકન ને બીજી ચાંદરી.

કુકડા બોલે કે ડોસી ઉઠે. ભજન ગાતાં ગાતાં લથડતાં ઘરનું કામ કરે. એની ચાંદરીને દુહે ને મકનને ઉઠાડે. બન્ને ચા પીએ અને પછી ચાંદરીને પાદરે ગોવાળીઆને સોંપે. મકન નિશાળેથી આવે ને ચાંદરી ચરીને આવે. એનાં ઘી, દૂધ ને છાશ પર ડોસી ને મકન જીવે.

એને એક નાનું ખેતર હતું. તે યે કરેલું તો ધર્માદા પણ નામ બદલાવવાનું રહેલું.

ત્યાં તો દાવાનળ સળગ્યો. સરકાર રાજહઠે ચઢી ને પ્રજા ન્યાયને ખાતર સત્યાગ્રહમાં ઝઝુમી. સ્ત્રી, પુરૂષ ને બાળક બધાંયે ભલે કાયાના કટકા થાય પણ સરકારની કીસ્ત ન ભરવાની પ્રતિજ્ઞા લીધી. સરકારે જીદ કરી અને જપ્તીઓ શરૂ કરી.

ઇતિહાસમાં અનુપમ ગણાતી એ નોકરશાહીએ ઇતિહાસમાં કદી યે કાળા અક્ષરે ન લખાયેલ એવાં કૃત્યો

આદર્યાં. મોગલ સામ્રાજ્યના અંત વખતના સમયની એણે ઝાંખી કરાવી. સભ્યતા અને ન્યાયને કોરાણે મુકી જપ્તીઓ કરવા માંડી અને અવલકારકુનથી મામલતદાર થવાનાં સ્વપ્નાં સેવતા સરકારના પ્રિયજનોએ ઢોરોને જપ્ત કરી ખાટકીને વેચવા માંડયાં.

પ્રજા ખળભળી ઉઠી. આવાં કૃત્યોથી સરકાર છો કાયદાબાજ બને, પણ પ્રજાને પોતાની ટેક ખોવી ન્હોતી.

અચાનક ડોસીના ગામમાં જપ્તી આવી મોટરનું ભુંગળુ વાગ્યું. 'બારણાં ઢાંકો'ની બુમ પડી. પણ ચાંદરી કયાં ? ડોસીની આંખમાં આંસુ આવ્યાં. 'એ મુઆ સલાંઢીયા મારી ભેંસ લઈ જવાના, મારી ચાંદરી !'

અડધો કલાક થયો. ડોસી પાછલે બારણેથી ફળીયામાં આવી. જપ્તીદારના માણસે બળાત્કારે પકડી રાખેલી ચાંદરી બરાડી.

"ડોસી ! ચાર રૂપીઆ માટે આ ભેંસ શા માટે ખુઓ છો ? ભરી દો ચાર રૂપીઆ. તમારે હવે ઘરડાં માણસને શું ? આ લોકને ભરોસે વગર વાંકે મરશો. માની જાઓ, માજી !"

"અલ્યાઓ, માજી પાસે ચાર રૂપીઆ લઇ ભેંસ છોડી મૂકી દો. ચાલો માજી !" પરહિત કરવામાં સદાયે તૈયાર ન્યાયી બ્રિટિશ રાજ્યના અમલદાર વદ્યા.

ડોસીની આંખ આગળથી ચાંદરી, ખાટકી, મકન બધું પસાર થયું. એમ તો કોડીમાંજ ઘીના આવેલા સાત રૂપીઆ હતા. ચાંદરી વિનાનું જીવન, મકનના મનોરથો, દૂધ, ઘી વિગેરે કલ્પના સામું ખડું થયું.

તરતજ ડોસીના કાનમાં કંઇ સંભળાયુ: "ભલે કાયાના કટકા થાય; અમે લીધી પ્રતિજ્ઞા પાળશું રે." એણે નિશ્ચય કર્યો, ભલે મકન દૂધ વગર રહે, ભલે પોતે ભૂખે મરે, પણ એ પતિજ્ઞા તો નજ તોડાય.

"લઇજા, બાપુ! લઇજા. એમ અમ ગરીબોને લલચાવી પ્રતિજ્ઞા ભંગ કરવા માગે છે. જા, સુખેથી લઇજા. પણ કીરતની એક પાઈ પણ ન મળે."

ડોસીએ મકનનો હાથ પકડયો અને એ પાછી ફરી. જપ્તી અમલદારની આશાનો છેલ્લો કોટ તૂટી પડયો. બન્નેએ ઘરમાં ચાંદરીની સામું જોયું. આંખોમાં આંસુ હતાં. 'કાલથી ચાંદરી નહિ' એ કલ્પના અસહ્ય હતી. બન્ને ઘરમાં ગયાં. ડોસીએ મકનને છાતી સાથે દાબ્યો. જપ્તીદારે ભેંસ હાંકી. પણ એના બરાડા સાંભળ્યાજ કર્યા.

ને આવું બારડોલી અણનમ માથે બ્રિટિશ સામ્રાજ્યની સામે ઝઝુમતું હતું.

અને અણનમ માથે જ એ જિત્યું.



## મનખો મેલ્યો રે—

શેરીઓ શાંત સુતી હતી. ઉઘાડી બારીઓમાંથી સુતેલાઓને શાંતિ આપતો વાયુ ધીમે ધીમે વાતો હતો. ત્યાં શેરીઓને યે રડાવતો માર્દવ ભર્યો સુર આવ્યો, 'મનખો મેલ્યો રે મોહભર્યો.'

મેં બારી પાસે જઇ જોયું. થોડા જ સમય પર ક્રુર કાળે મારી સામે રહેતા એક યુવાનનો ભોગ લીધો હતો, સ્વર દુઃખથી ઘેરાએલો હતો. સાંભળનારને યે રડાવતા હલક ભર્યા સુરે તે યુવકને રડવા આવેલ સ્ત્રીઓમાંથી કોઇ ગાતી હતી, 'મનખો મેલ્યો રે મોહભર્યો.'

કોઇએ ખરૂં જ કહ્યું છે કે યુવાનનું મૃત્યુ એટલે આશાનું મૃત્યુ. યુવક જતાં ભવસાગરમાં રહેલ તેનાં આપ્તજનોને પડતી દુઃખની પરંપરા તો કલ્પવી યે કઠણ છે. યુવાન પરજ આશાઓ હોય છે, ને આશાનો એ ગઢ અચાનક તુટી પડે એટલે સહુને લાગે, 'મનખો મેલ્યો રે મોહભર્યો'

યુવક જાય ત્યારે સંસાર તો મોહભર્યો જ મુકી જાય. એને પત્ની હશે. કેટલાએ રસપ્રસંગો અનુભવવા તેણે ઇચ્છા રાખી હશે. સાસુ નણંદના ભાર નીચે દબાતી એણે પતિ સાથે રહી એ શૃંખલામાંથી મુક્ત થવા કેટલી આતુરતાથી રાહ જોઇ હશે ! કેટલું ઉજળું ભવિષ્ય કલ્પ્યું હશે ! એ બધા ઉપર કાળની એક ક્રુર ઝપટ લાગી, જીવન ઉપર એક અંધારપછેડો પથરાયો; જગત એને કડવું થઇ પડયું ને લાગ્યું હશે, ' આશાનો મોહ કરશો મા, સહિયર. ' આશાનો પડઘો નિરાશાજ છે ! કૌમારને આંગણે રમતી તેર ચૌદ વર્ષની એ બાલિકા વૈધવ્યના ઓરડામાં જઈ બેઠી. લગ્ન શું, શા માટે, એ બધું સમજે તે પહેલાં એને વૈધવ્ય સાંપડ્યું. જગતના તોફાની મહેરામણમાં, મોજાંઓનાં પ્રચંડ તોફાનોમાં થઇને એને જીવન–નૌકા પાર ઉતારવી રહી. હજારો લાલચો ઉપર કાબુ રાખવો રહ્યો. ફિછાળા મારતાં યૌવન ને વૈધવ્યના શાંત અને સખ્ત જીવનમાં સમાવવું રહ્યું. ફુલ ખીલે ને પહેલાં જ ચીમળાયું. એ કુમળી વેલી ઉપર હિમ પડયું, અને એથી જ રહેજે ગવાઇ જાય, 'મનખો મેલ્યો રે મોહભર્યો'.

વળી એના માતાપિતા અને બીજા વડીલો હશે. જેણે એનું લાલનપાલન કર્યું હશે; તેમનું એ આશા કેન્દ્ર હશે; પુત્રનો ઉત્કર્ષ જોવા સદા તત્પર એની માતાની તો પીઠ જ ભાંગી ગઇ. એમના જીવનની જ્યોતિ, આત્માનો આનંદ, વૃદ્ધાવસ્થાનો શ્રવણ આમ અકાળે ગયો, ને ગરીબ બીચારાંની દ્રષ્ટિ સન્મુખ વિધવા પુત્રવધૂ ખડી થઈ, હાય મારી બેસી રહ્યાં, પ્રભુએ તો એમની પાંખ જ કાપી નાંખી. એમની આશાઓ અફળ નિવડી. આશાઓ

એમને અમર નહિ પણ ક્ષણભંગુર લાગી. અને સહેજે કોઇ કહે, ' મનખો મેલ્યો રે મોહભર્યો '.

જગતમાં આવા કોને નથી હોતી ? એને મિત્રો હશે, જેના અંતર ઉઘાડવાના કેટલાં સ્થાનોમાંનો એ એક હશે, જેમની વિપત્તિમાં ધીરજ આપનાર અને પડતીમાં પડખે ઉભો રહેનાર એ એક હશે. તેમને એ કેવું લાગ્યું હશે ? બીજા ઘણાએ મિત્રો મળશે, ઘણીએ વાતો કહેવાશે, પણ આ અનેરા મિત્રની ખોટ તો લાગવાનીજ. ખરે 'મનખો મેલ્યો રે મોહભર્યો. '

કેટલાંએ મંડળોનો કે સમિતિઓનો એ સભ્ય હશે. જનતાની કેટલીએ સેવા કરવાનું એણે ઇચ્છયું હશે ? કેટલીએ પ્રવૃત્તિ આદરવાના એણે અભિલાષ રાખ્યા હશે. કેટલીએ પ્રવૃત્તિ આદરી હશે, કંઇ કંઇ અનેરી આશાઓના ગગનમાં એ વિચર્યો હશે. આશા વિનાનું જીવન એ તો જીવનજ નહિને ? માતૃભૂમિની સ્વતંત્રતા ઉપર પ્રાણ પાથરવા એણે ધાર્યું હશે. પણ એ તક આવે–આશાવેલીને પુષ્પ આવે–તે પહેલાં એ બધા ઉપર કાળો પડદો ફરી ગયો. કંઇ કેટલાં જીવનવૃત્તાંતો એણે રચ્યાં હશે કંઇ કેટલાનાં હૃદય એણે ઠાર્યાં હશે, કંઇ કેટલી આત્મ–ભાવનાઓ ઉછરી હશે, જીવન–ભેખડ ઉપર ઉભા રહી કંઇ કેટલાએ રસપ્રસંગો જોવાના એના અભિલાષ હશે. કંઇ કેટલાને એના વિના નજ ચાલે એમ એણે કલ્પ્યું હશે. તે એ બધું છોડી, આ સંસારનાં અતૂટ બંધનો તોડી, એ આત્મા ઉડી ગયો–સારી પૃથ્વી જાણે સરી જતી હોય એવું એને લાગ્યું. ને વિશાળ સંસારના મોહને ભસ્મીભૂત

ફરી સૃષ્ટિનો એણે ત્યાગ કર્યો. એ ગયો, કેટલાયે ગયા, અને કેટલાયે જશે. દિવસો વિતશે, પણ ટૂટતાં હૃદય રડશે, ' મનખો મેલ્યો રે મોહભર્યો. '

કાળઘેરાં અંધારાનાં પથરાતાં જતાં * શાંત સામ્રાજ્યમાં ગરીબ બિચારી એની વિધવા માતાના ડુસકાં કેટલાંએ હૃદયને ચીરી રહ્યાં હતાં. સારી દુનિયાને ભુલી જવા ઉન્મત્ત જેવા મેં જોરથી બારી ઢાંકીને પથારી પર પડ્યો. પડતાં મોટેથી બોલાઈ જવાયું, 'મનખો મેલ્યો રે મોહભર્યો '



# દેવો ભગત

## પાત્રો

| | |
|---|---|
| દેવો ભગત | કાશી |
| ચોર | રૂપાં |
| ફોજદાર | |

જેણે મારા પર અનેક ઉપકારો
કર્યાં છતાં પોતે મારા ઉપકાર
તળે છે એમ માનનાર એક
મૂર્ખી બ્હેનને

અને

મારી 'ઘર બાળી તીરથ કરવાની'
ટેવ પર ભાષણો મારનાર
એવીજ એક મૂર્ખી માસીને
અર્પણ.

## પ્રવેશ ૧ લો

( બહારના ચુલા પાસે બેઠી બેઠા રૂપાં બળતણ સંકોરે છે. કાશી ઠાકોરજીની પાલખી આગળ ઉભી છે. )

કા—રૂપાં, પાણી તાત્યું કે ? ભાઇને આવવાનો વખત થયો.

રૂ—ના, બા.

કા—કેમ હજુ નહિ ? તેં ચુલો બરાબર નહિ સળગાવ્યો હોય.

રૂ—પણ બા, ચુલો તો તમે સળગાવેલો.

કા—જો, પાછું સામી બોલી ? આમ સામું બોલીએ એ ખરાબ ગણાય.

રૂ—હા, બા.

કા—જો, ત્યારે હવે મારે તને પાછું ન કહેવું પડે, હં !

રૂ—હા, બા.

કા—પણ ભાઈ હજી કેમ ન આવ્યો ? બારણે તો બાર વાગવા આવ્યા છતાં એનો તો પત્તોજ નથી. હેં રૂપાં ?

રૂ—હા, બા.

કા—અલી રૂપાં, ભાઇ જતી વખત કાંઇ કહી ગયેલા ?

રૂ—ના, બા.

કા—ક્યાં ગયા, તે તને ખબર છે ?

રૂ—હા, બા.

કા—( ચાળા પાડતાં ) હા, આ તો શું......અત્યાર સુધી કહ્યું કાં નહિ ?

રૂ—બા, તમે પૂછ્યું નો'તું ને ?

કા—પણ એટલે તારે કહેવું નહિ ? એમ, હેં !

રૂ—બા, આજ સવારે તમે કહેલું કે વગર પૂછ્યે કોઈ વાતનો જવાબ આપવો નહિ એટલે હું સમજી કે—

કા—કપાળ સમજી તારૂં ? તું સાવ નકામી છોકરી છે.

રૂ—હા, બા.

કા—બસ, હવે તો ભસી મર, દેવો ભાઈ ક્યાં ગયો ?

રૂ—મારી મા જરા માંદી છે, તેને જોવા.

કા—તારી માને જોવા ? તેને વળી શું રોગ થયો ?

રૂ—દેવાકાકાએ પૂછ્યું કે 'તારી માને કેમ છે ?' એટલે મેં કહ્યું કે આજે ઠીક નથી, પાછો તાવ આવ્યો છે.

કા—વાહરે ! તારી માને ઠીક નહિ તેથી મારો ભાઇ જમવાનો ખોટી થાય, એ તે કયા ઘરની વાત ?

રૂ—બા, પાણી તાતી ગયું.

કા—સારૂ, લાકડાં બહાર કાઢી મુક ને–પણ અરે ? પેલો ઠાકોરજીને પરસાદ ધરાવવાનો ચાંદીનો વાડકો ક્યાં ગયો ?

રૂ—શું, બા ? ચાંદીનો વાડકો ?

કા—આહા ? આટલી બધી બહેરી કયારથી થઇ ?

રૂ—એ તો વેચાઇ ગયો.

કા—શું વેચાયું ? તારૂં ભેજું તો ઠેકાણે છે ને ? શા માટે વેચાયો ?

રૂ—બા, સવારે તમે નો'તાં, ત્યારે દેવાકાકાએ મને એ અમથા સોનીને ત્યાં આપી આવવા કહ્યું, ને એણે થોડા રૂપીઆ આપ્યા.

કા—પણ મને પૂછ્યા વિના ?

રૂ—પણ બા, દેવાકાકાએ કહેલું ને ?

કા—દેવાકાકા તો રાજા માણસ, પણ એને પૈસાનું એવું શું કામ આવી પડયું હતું ?

રૂ—બા, મને લાગે છે કે પેલી ગંગા ડોશી માટે હશે.

કા—આ પેલી ગંગલી ? મુઇ રાં...ડાકણ. કામ કરવાની દાનત નહિ, એટલે પથારીમા પડી ઢોંગ કરે. હં પણ એને પૈસાનું શું કામ પડયું ?

રૂ—તે છે ને બા, રૂઘનાથ મોદી એની પાસે થોડા પૈસા માગતો હતો. તે બા, એણે કહ્યું કે પૈસા આજ ને આજ આપ, નહિ તો હું દાવો માંડીશ. ને તેથી એણે મકનને મોકલેલો.

કા—અરે રામ ? આ તે શું થવા બેઠું છે ? એની મિલ્કત ગઇ, કમાઈ ગઇ, ઘરનું રાચરચીલું ગયું; અને જો મારૂં આડ વચ્ચે ન હોત તો આ ઘર પણ ક્યારનું ગયું હોત. કેવો સરસ ઠાકોરજીને પ્રસાદ ધરાવવાનો વાડકો ! કેવો સરસ ? ઓ રામ ?

રૂ—આવું જાણુતે તો તો—

કા—તો તો શું ? તારા જેવાં નાના માણસને એ મોટી વાતનું શું કામ ? દેવાભાઇની ચીજ એ ન વેચે તો કોણ વેચે ? જા, તારા હાથ ધોઇ આવ, બહુ ગંદા છે.

(દેવો ભગત 'હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા,' ગાતા ગાતા આવે છે.)

દે—હા, કેટલું સરસ ઠંડુ અહીં લાગે છે. આ ઠંડક અનુભવવા એક વખત તાપમાં રખડી આવવાનું મન થાય છે.

( દેવો માથા પરનો ફેંટો નીચે નાખે છે, કાશી તે લઇ ખીંટી પર મૂકે છે. )

દે—રહેવા દે. અરે ? કાશી, તને શું થયું ? તારી આંખો રાતી કેમ ? રૂપાંએ પજવી ?

કા—રૂપાં ! નારે, પણ, ના અમસ્તી ચોળાઈ ગઇ હશે.

દે—ના, એ આળપંપાળ ન ચાલે. તારે કહેવુંજ પડશે. જા, રૂપાં દિકરી, તું તારે ઘેર જા. તારી બાને હવે ઠીક છે. કિરપો વૈદ્ય હમણાજ આવી ગયો. ને જો, એ હમણા ઉંઘતી હોય તો ગરબડ ન કરીશ. તારૂં ખાવાનું લઇ જજો હં ?

રૂ—વારૂ, કાકા.

દે—પણ રૂપાં, આ મારી કામળી લેતી જા. હમણા સવારના ટાઢ ખુબ પડે છે, તારે જોઇશે. સાંજના અહીં આવવાનું કંઇ કામ નથી, જા.

રૂ—(કાશી તરફ જોતાં) ના કાકા, અમને ટાઢ નથી વાગતી.

કા—એ...એ શું ભાઈ ? એમને તે વળી ટાઢ શી ? એને લીધે તું ટાઢે મરીશ !

દે—એમ નહિ, કાશી. શું એને જીવ નથી કે ? ચાલ લે, રૂપાં, ઘેર દોડી જા. અરે, પણ આજ સવારે હું ન્હાયો યે નથી. ચાલ ત્યારે હું નાહી લઉં. કાશી, તું પીરસવા માંડ.

કા—આ-હા જલ્દી નાહી આવ. રસોઇ તો કરીને ઠીકરૂં થઇ ગઇ છે. પણ તું તો એજ દાવનો છે. મારા પેટમાં તો ક્યારનાં કુરકુરીયાં બોલે છે.

દે—એ હમણાં આવ્યો.

( બન્ને જાય છે )

## પ્રવેશ બીજો

( દેવો ભગત નાહીને રસોડામાં આવે છે )

દે—કઢીની વાસ તો સરસ આવે છે.

કા—આવેજ ને ? છતાંયે એની તને કદર ક્યાં છે ? આખો વખત લોક માંદા પડે એની ખબર લયા કરવી. રૂપાંની માને તો ખાસ કશુંય થયું નથી, ત્યાં આટલો બધો વખત શા માટે બેસી રહ્યો ? બધાનાં મનમાં કે ભગત પોતાને ત્યાં આવીને બેસે પણ ભગતની કોઇને પડી છે ?

દે—કાશી, મને એઓ પોતાની પાસે ઇચ્છે એતો એમની માયા ગણાય. અને એ માટે તો મારે ઉલટો એમનો આભાર માનવો જોઇએ.

કા—કપાળ ! 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો.' દેવા, તારી આવી વાત છે.

દે—પણ સાચ્ચે બ્હેન, આ કઢી એવી સરસ થઇ છે. તું ન હોત તો મારૂં શું થાત ?

કા—તેથીજ તું આટલો બધો વખત ઘરમાં રહે છે ને ? મારા ભાઇ રે, લોકો કેટલું જુઠું બોલે છે, તેનું તને ભાન છે ?

દે—જુઠું બોલે તો એમને પાપ, મારે શું ?

કા—અરે! પણ એ ભરોસે તું બધું આપી દેશે તો રહેશે શું?

દે—બ્હેન, માતીશ, જગત એટલું બધું દુઃખી છે, ને મારાથી કાંઇ થતું નથી. જરા યે નહિ.

કા—એટલેજ કહું છું ને કે આખી દુનિયાનાં દુઃખની તને પડી છે, ને મારી જ નથી પડી. તું મને કેટલી દુઃખી કરે છે, દેવા?

દે—મેં તને દુઃખી કરી? કયારે? હાં હવે સમજ્યો. એમાંજ તુ રડતી હતી કે? મારો વાંક તો કહે. મને માફી નહિ આપે?

કા—માફી માગે કે દીલગીર થયે કંઈ નહિ વળે. અરે! પણ તારી ચ્હા ટાઢી થઇ જશે.

દે—ચાલ, એ તો પી જાઉં છું, પણ તું શું કહેતી હતી?

કા—ભાઈ, મને તો લાગે છે કે તું હજી બાળક જેવો જ રહ્યો. અને હું તે શાં- કેટલો વખત જીવવાની? મારા પછી તારૂં શું થશે? હું આ સવારે જરાક મંદિરે ગઇ કે તેં પેલી રૂપલી ને ઠાકોરજીને પ્રસાદ ધરવાનો વાડકો વેચવા મોકલી.

દે—હં, પેલો વાડકો, અરે રામ! તને બહુ ગમતો હતો, ખરૂં છે.

કા—મને ગમતો હતો એમ? વરસો થયાં આપણે એમાં ઠાકોરજીને પ્રસાદ ધરાવતા હતા, દાદીના વખતથી.

દે—હા, એ સાચું, વાડકો સુંદર હતો એ ખરૂં; પણ ઠાકોરજીને પ્રસાદ તો પતરાળીમાં યે ધરાવાય.

કા—કહેને કે એ તો ભોંય પર યે મુકાય. ઓ રામ! એ પણ થશે. પણ એ ડોસલીમાં પૈસા માગવાની હિંમત ક્યાંથી આવી? બેબે દિવસે તો મેં એને ખુબ

તતડાવેલી, ને મારા મનમાં તો એમ હતું કે એ
એની ખો ભૂલી જશે.

દે—એમ! તેથીજ મેં જ્યારે એને બે ચાર દિવસ આપણે
ત્યાં રહેવા ચાલ એમ કહ્યું ત્યારે એણે કહ્યું, 'કાશી
બ્હેનને નહિ ફાવે.'

કા—નહિ ફાવે ! સાડી સત્તરવાર નહિ ફાવે.

દે—અને જોને બિચારો મોદી કેટલા દિવસ ખોટી થાય ?
એટલે મારે પૈસા આપવા પડયા.

કા—તારે પૈસા આપવા પડયા હં.

દે—હા, અને મારી પાસે પૈસા તો હતા નહિ, એટલે
મારે એ વેચવો પડયો. અને હું કેટલો નસીબદાર કે
મને એ મળી આવ્યો. ખરૂંને ? અરે, પણ તને
ખોટું લાગ્યું ?

કા—હા બાપુ, હા. તારી મરજી, ફાવે તેમ કર. હવે એક
ઠાકોરજીનું સિંહાસન વેચવાનું રહ્યું છે.

દે—નારે બ્હેન, ઠાકોરજીને તે ગમે ત્યાં પધરાવાશે ?

કા—કેમ નહિ ? એ વળી કોકના મોદીના પૈસા ચુકવવાના
કામમાં નહિ આવે ?

દે—સાચી વાત. પણ બ્હેન એ મારે નથી વેચવું. બાએ મને
એ આપેલું અને એની યાદગીરીમાં એ જાળવી
રાખવા કહેલું એટલે એને તો રાખીશજ. પણ કંઈ
નહિ. કોઇ સારા કામમાં વપરાય તો યે શું ?

કા—ભાઇ, ભાઈ ! પણ આ દુનિયાના માયાના
પાશે મને બાંધી છે. મારાથી એ નહિ જોવાય, નહિ
રહેવાય, અને બળ્યું મોત પણ નથી આવતું. અરે !
પણ તારી કઢી છેક ઠરી ગઇ હશે.

## પ્રવેશ ત્રીજો.

(રાત્રે દેવો ભગત બેઠા બેઠા ભાગવત વાંચે છે. પાસેના દીવાનું તેજ ઠાકોરજીના સિંહાસન પર પડે છે. એ ચળકાટ તરફ ઘડીભર દેવો ભગત જોઈ રહે છે.)

દે—એ સિંહાસન કોઈના પૈસા આપવાના કામમાં આવશે એમ ને ? કેવો સરસ વિચાર !

(એ વાંચવામાં મશગુલ થાય છે. એવામાં પાછળથી એક ચોર ખુલ્લે છરે આવી દેવા ભગતનું ગળું પકડે છે)

ચોર–એક શબ્દ પણ બોલ્યો તો ઠાર મુઓ સમજજે.

દે—પણ ભલા ભાઈ ! જરા થંડો થા, હું વાંચું છું. પછી મારે બૂમ પાડવાનું શું કામ ? બેસ, તારે કંઈ જોઈએ છે ?

ચોર–મારે કંઈ જોઈએ છે ? હા, મારે ખાવાનું જોઈએ છે. ત્રણ દિવસ થયાં અન્નનો દાણો મારા પેટમાં નથી પડયો. લાવ, મારે ખાવાનું જોઈએ છે. નહિ તો આ છરો જોયો ? છરાની ધાર પર ભયંકર રીતે હસતાં આંગળી ફેરવે છે.)

દે—પણ એમાં એટલો બધો આકળો કાં ? તને ખાવાનું જરૂર મળશે. મારી બ્હેન પાસે હું કબાટની કુંચી લેતો આવું. ( ઉભો થાય છે )

ચોર—બેસી જા. (ભગત હસતા હસતા બેસે છે) એમ, હું નહિ છેતરાઉં. એમાં તો મેં જીંદગી ગાળી છે. તું બ્હેન પાસે કુંચી માગશે એમ ને ? વાહ, બહુ સારી વાત અને સાથે સાથે પાડોશિયોને યે જગાડશે. હા ! હા ! હા ! હા ! સરસ ધંધો ! મારે કુંચીબુંચી નથી જોઇતી. મને બતાવ ખાવાનું કયાં છે ? ઓ ! મારા પેટમાં લાય સળગી ઉઠી છે.

દે—(સ્વગત) કાશીએ કોઠાર ખુલ્લો રાખ્યો હોય તો સારૂં, ચાલ, ભાઈ ચાલ, હું તને બતાવું.

ચો—હં, ચાલો.

( ભગત અંદરના ઓરડા તરફ જાય છે. )

પણ યાદ રાખજે કે દગો રમ્યો તો આજ છરો તારી છાતી ચીરશે. મારે તો કાંઇ ખોવાનું છે જ નહિ.

દે—બેટા ! તું કંઇક એવું ખોઇશ કે જે મારા ક્ષુદ્ર શરીર કરતાં વધારે કિંમતનું છે. (બારણા આગળ બૂમ મારે છે.) કાશી, કાશી.

કા—(અંદરથી) કાં ભાઇ.

દે—આપણે ત્યાં એક ગરીબ મુસાફર આવ્યો છે. એ બે ત્રણ દિવસનો ભૂખ્યો છે. જરા કોઠાર ઉઘાડી આપીશ ? નહિ. તો મને કુંચી આપ, હું ઉઘાડીને એને ખાવાનું આપીશ.

કા—મુસાફર ! આટલી રાતે બહુ સારો ધંધો; એટલે શું આપણે ઉંઘવું નહિ ને રસ્તે જતાં આવતાં જે કોઇ આવે તેની મહેમાનગીરી કર્યાં કરવી ?

દે—પણ બ્હેન, એ છેક ભુખ્યો છે.

કા—બહુ સારૂ, એ હમણા બહાર આવું છું (બહાર આવે છે. ચોરને જોઇ) પણ એના હાથમાં એ છરો કેવો ?

દે—અરે અમસ્તો સરાણે ચઢાવવા લાગ્યો હશે ! (હસે છે)

કા—ના ભાઇ, પણ મને બહુ બીક લાગે છે. જોને આપણા તરફ એ કેવી વિચિત્ર રીતે જૂએ છે.

ચો—ચાલો, જલદી આપો.

દે—બ્હેન, તું મને કુંચી આપીને સુઇજા. (કાશી જાય છે.)

ચો--ખડે રહો, તમારા બેમાંથી કોઇએ પણ આ ઓરડો છોડવાનો નથી.

દે--કાશી, બેસ ત્યારે. એને કોઈ પીરસીને જમાડતું નથી એથી ખોટું લાગે છે.

કા—સારૂં. (ભયથી ધ્રૂજતી એ પીરસે છે.)

ચો—(જમવાનું શરૂ કરતો.) હાશ, કેવું સરસ ખાવાનું ? અને કેટલે દહાડે ? કેદખાનામાં તો આવું કાંઈ મળતું નો'તું.

કા—કેદખાનું !

ચો—તમે આ બારી કેમ ખુલ્લી રાખેલી ? ખુલ્લી જોઇને તો કોઇપણ ઘરમાં ઘુસે ને ?

દે—એ માટેજ એ ખુલ્લી રાખવામાં આવે છે.

ચો—પણ હમણા બંધ કરીને ?

દે—હા, આ ત્રીસ વર્ષમાં આજ પહેલીજ વાર.

ચો—તમને ચોરનો ધાક નથી લાગતો ?

દે—મને એમની દયા આવે છે.

ચો—એમની દયા આવે છે? હા! હા! બહુ સરસ. હા! હા! હા! પણ તમે છો કોણ?

દે—હું તો પ્રભુનો એક ગરીબ ભક્ત છું.

ચો—હં. ભગત, વાહરે ભગતજી! ત્યારે તો મારે વગર કામનાં ભાષણો સાંભળવાં પડવાનાં.

દે—કાશી, તું જા. હવે સુઇજા, બહુ મોડું થયું. અમે બે નિરાંતે વાતો કરશું.

(કાશી જરાક ગભરાતી ચોર તરફ શંકાશીલ નજરે જોતી જાય છે.)

ચો—તમે શું કહ્યું, ભગત? તમને ખબર છે હું કોણ છું?

દે—મને લાગે છે કે એક ઘણોજ દુ:ખી માણસ.

ચો—દુ:ખી...હં...દુ:ખી! ઓ પ્રભુ, વર્ષો પહેલાંની વાત છે. ત્યારે તો હું માણસ હતો, હવે તો હું આંકડો બની ગયો છું-૨૨૭. હું એ નરકમાં દશ વર્ષ રહી આવ્યો.

દે—મને એ બધું વિગતવાર નહિ કહે, ભાઈ.

ચો—કેમ! ( શંકાભરી નજરે ) પાછળથી પોલિસને મને પકડાવવો સ્હેલો પડે એ માટે, એમને?

દે—ના ભાઇ, મારે પોલિસને કહેવાનું શું કામ?

ચો—તમે...કોણ જાણે કેમ પણ તમારી આગળ (માથુ ખજવાળતાં) બધું કહેવાનું મન થઇ જાય છે?

દે—(ચોરની પીઠપર કોમળતાથી હાથ ફેરવતો.) તું એ નરકમાં ગયો તે પહેલાંની વાત કહે.

ચો—એને તો એટલા બધા દિવસ થયા કે એ વાત પણ હું સાવ ભૂલી ગયો છું. મારે એક ઘર હતું. એની પાસે એક જમરૂખી હતી. એ જમરૂખો (સ્હેજ ભાવ

ભરી આંખે) સુંદર હતાં, અને એક સ્ત્રી હતી. મને લાગે છે કે એ મારી સ્ત્રી હતી. હાં હવે યાદ આવ્યું, એ માંદી હતી. મરણ પથારીએ હતી. મારી પાસે પૈસા નો'તા. વરસ ખરાબ હતું. એને માટે ખાવાનું લાવવા, હા. એ માટે મેં ચોરી કરી. હું પકડાયો. મેં બહુ વિનતિઓ કરી, મેં શા માટે ચોરી કરી હતી તે કહ્યું. પણ ત્યારે તો તે ઉલટા હસવા લાગ્યા, અને મને સખ્ત કેદની સજા થઇ. કોણ જાણે કેટલાંયે વર્ષોની! જે દિવસે હું એ નરકમાં પ્રવેશ્યો તે દિવસેજ જેલરે મને કહ્યું કે મારી વહુ મરી ગઇ હતી. ઓ પ્રભુ, એ બધાનું સત્યાનાશ જજો.

દે—પણ એ નરકમાં શું થયું તે તો કહે?

ચો—તમને બધું કહું, એમને? વરસો પહેલાં હું મનુષ્ય હતો. અત્યારે હું પશુથી યે ખરાબ છું. અને મને પશુ બનાવવાનું માન એ લોકોને ઘટે છે. ખાવાનું નહિ, પીવાનું નહિ. કામ કરવાનું ને વાંક થાય તો ફટકા ખમવાના. જરા ફરિયાદ ન થાય. આમ મનુષ્યનો એમણે મને પશુ બનાવ્યો. પશુથી યે મને ખરાબ રાક્ષસ બનાવ્યો. પણ એક દિવસ હું નાસી છુટયો, નાસી છુટયો પણ ભૂખે મરવા માટે.

દે—ભૂખે મરવા માટે?

ચો—હા. નરકમાં ખાવાનું મળે પણ નરકમાંથી છુટયા પછી તમારે ભૂખે મરવું પડે છે. શિકારી કુતરા માફક પોલિસ મારી પાછળ ભમતી હતી. એટલે રોજ મારે ખોરાક ચોરવો પડતો. ઝાડીમાં, કાંટામાં ગમે

ત્યાં હું સુઇ રહેતો. કામ મારાથી થતું નહિ, શહેરમાં ભીખ માગવા મારાથી જવાતું નહિ એટલે મારે ચોરી કરવાની ફરજ પડતી.

દે—બેટા, તેં સહન તો ખુબ કર્યું. પણ હજી તારે માટે આશા છે.

ચો—(ખડખડાટ હસે છે) હા, હા, હા, આશા! મારે માટે? હા, હા, હા.

દે—ચાલો બહુ વાતો થઇ. તું થાક્યો લાગે છે માટે તું આ ખાટલા પર સૂઇ જા. હું તારે માટે ઓઢવાનું લઈ આવું.

ચો—ને કોઇ આવે તો?

દે—કોઇ નહિ આવે, ને આવે તો યે શું? તું મારો મિત્ર નથી!

ચો—(આશ્ચર્યથી) તમારો મિત્ર!

દે—કાં? દેવા ભગતના મિત્રનું નામ અહીં કોઇ ન લે. (ચોર આશ્ચર્યથી મૂઢ થઇ માથું ધવડે છે) વારૂ હું ઓઢવાનું લઇ આવું.

ચો—(ઉભો થઇ ગણગણે છે) ભગતનો મિત્ર (પછી ઓરડામાં ફરે છે. સિંહાસન પર એનું ધ્યાન પડે છે. એ ઉંચકી જુએ છે, હાથમાં તોળે છે.)

અહો! કેટલી ભારે ચાંદી! કેવું સરસ!

(ભગતનાં પગલાં સંભળાતાં ગભરાટથી એ બરાબર મુકવા જાય છે. એમ કરતાં એ નીચે પડે છે ને અવાજ થાય છે.)

દે—(આ બધું જુએ છે. પણ એની દરકાર કર્યા વગર ખાટલા તરફ જાય છે.) એ સિંહાસન સારૂં છે, નહિ?

મારી માએ મને કરાવી આપેલું. કદાચ આ નાનકડા ઘરના પ્રમાણમાં વધુ સુંદર ગણાય, પણ મારી માના સ્મારક તરીકે એને હું પુંજી રહ્યો છું. ચાલ, ખાટલો તૈયાર છે, સૂઇ જવું છે ને ?

ચો—હા હા, હું સૂઇ જાઉં છું પણ તમે મારા તરફ આટલા બધા માયાળુ કાં ? તમારે શું જોઇએ છે ?

દે—તું નિરાંતે ઉંઘે એજ મારે જોઇએ છે.

ચો—મને લાગે છે કે તમારો વિચાર તમારી માફક મને ભગત બનાવવાનો છે, માનશો ? મને એમાં જરા શ્રદ્ધા નથી.

દે—કંઇ નહિ, દિકરા. તને પ્રભુ ધિક્કારતો નથી, તો પછી તું એને કાં નહિ પ્રાર્થે ?

ચો—તમારો પ્રભુ ! હા, હા, હ! એક વખત એ હતો. ભગતજી, આજે નથી. આશા, વિશ્વાસ, દયા એ બધી છેતરપિંડી છે. હું એમાં નથી માનતો.

દે—કંઇ નહિ, ભાઇ. બહુ મોડું થયું, સૂઇ જા.

ચો—હા. પણ કોઇ આવે તો નહિ ને ?

દે—ના ભાઇ, ના. છતાં તને ધાક હોય તો અંદરથી બારણું બંધ કર. સારૂ, જય જય ભાઇ, નિરાંતે ઉંઘજે.

( ભગત જાય છે. )

## પ્રવેશ ૪ થો

( રાત્રે ચોર ઓરડામાં ફરે છે. )

ચો—(ફરતો ફરતો જઇ સિંહાસન આગળ જઇ ઉભો રહે છે) આવી ચીજને આ લોકો પેટીમાં કાં નહિ રાખે ? લાવ જરા જોઉં તો ખરો. (તોળી જુએ છે) સેંકડો રૂપીઆની હશે ? આ વેચીને જો પૈસા મળે તો સરસ. નવી જીંદગી શરૂ કરી શકું. ભગતજીને એ બહુ ગમે છે. એની માએ એને આપ્યું હતું એવું કંઇક એ કહેતો હતો. પણ મને જેલમાં મોકલતી વખતે મારી માનો એ લોકોએ વિચાર નો'તો કર્યો. એ મારા તરફ માયાળુ હતો. પણ ભગતજી એ વિના બીજું કરવાના યે શું ? હં. મનજી. ખુશ થાઓ. આ આબાદ તડાકો છે. આવા ઉપકારથી ભોળવાઇ મારો ધંધો મુકું એવો મૂર્ખો હું ખરો ને ? આપણે તો આ લઇને ઉપડી જવાના ? એ ને એના ભાપણુ ગયાં ઘેર. હું તો મારે આ લઇ ચાલ્યો.

( જાય છે. બારણાનો અવાજ થાય છે. કાશી જાગી ઉઠે છે. )

કા—કોણ છે ? અરે, કોણ છે ? મારે આજે ઉંઘવું કે નહિ ? ઓરડામાં જાય છે, ભગતના ઓરડામાં જુવે છે તો સિંહાસન નથી.) ભાઇ, ભાઇ, સિંહાસન ક્યાં ? દોડજો રે ચોર,—ચોર.

દે—કેમ, શું છે બ્હેન ?

કા—પેલો મૂઓ ભાગી ગયો, અને સાથે સિંહાસન પણ લેતો ગયો. હું નો'તી કહેતી કે એ ચોર છે ?

દે—સિંહાસન ? નારે બ્હેન, જુઓ. અરરર ! એ ગયું. મારી માનું એકનું એક સ્મારક.

કા—તો જા જઇને પોલિસને બોલાવ. અને જલદી કહે તો એઓ એને પકડી પાડશે.

દે—પણ બ્હેન, વાંક મારો છે, મેં એને લલચાવ્યો. એનાં એની આગળ વખાણ કર્યાં.

કા—કપાળ ! એ હતોજ ચોર એની આંખજ એ બતાવી આપતી હતી. તું ભોળો તે ભોળવાયો. પણ તું જાય છે કે નહિ ? નહિ તો હું જાઉં.

(કાશી બારણું ઉઘાડે છે. દેવો તેને અટકાવે છે.)

દે—કાશી, ઉભી રહે ? વળી પાછો એને કેદમાં મોકલવો ? પાછો નરકમાં ? કાશી, નહિ. મારે માટે એ પુરતી સજા છે. મારા જેવાએ આટલી કિંમતી ચીજ શા માટે રાખવી ? પણ આ અસહ્ય તો ખરૂંજ ?

કા—એમાં હું કાંઇ નહિ સમજું. તું નહિ કહે તો હું પોલિસને કહીશ. તું મારો ભાઇ છે, ભગત છે. આખી દુનિયા ભલે તને ડાહ્યો ગણે પણ તું મૂર્ખો છે. ફેક બાળક છે. હું આમ તને મારી આગળ ચોરાતો નહિ જોઇ શકું ? હું તો આ ચાલી.

દે—કાશી, ચોખ. એ મારા કરતાં એને વધારે કામમાં આવશે. બા જીવતી હોત તો કદાચ એને આથી વધારે આનંદ થાત.

કા—પણુ.. ......

( બારણાં જોરથી ઠોકાય છે )

ફોઝદાર—(બહારથી) ભગતજી, અમે તમારે માટે કૈં લાવ્યા છીએ. અંદર આવીએ કે ?

દે—આવો બેટા !

(ચાર સિપાઇઓ ને હાથકડી નાખેલા ચોર સાથે ફોજદાર પ્રવેશ કરે છે. એના હાથમાં સિંહાસન છે.)

કા—કેમ બદમાશ, છેવટ તું પકડાયો ને ? હાશ.

ફોઝદાર—હા બ્હેન. એ લપાતો લપાતો રસ્તા પરથી જતો હતો. એને પૂછેલા પ્રશ્નોનો એ સંતોષકારક જવાબ ન આપી શકયો. એટલે અમે એને પકડયો. શું એનું જોર ! અને અમે બાંધતા હતા એવામાં આ સિંહાસન એના ગજવામાંથી નીકળી પડયું. (કાશી ફોજદારના હાથમાંથી સિંહાસન લઇ આનંદભર્યાં નેત્રે જોઈ રહે છે.) એ સિંહાસન ભગતજીનું છે એમ અમને લાગ્યું એટલે એને અહીં લઇ આવ્યા. એ તમારૂંજ છે એની ખાત્રી થાય તો આને અમે પૂરી દઇએ.

(ચોર અને ભગત એક બીજાના મ્હોં સામું જોયા કરે છે)

દે—પણ મને કાંઇ સમજાતુ નથી. એ તો મારો અંગત મિત્ર છે

ફોજદાર—તમારો મિત્ર ! મિત્ર ને તમારો ! અશકય ?

દે—હા મારો મિત્ર! કાલે એ ભાઇ મારા મહેમાન હતા અને મેં હા, મેં એ સિંહાસન એમને આપ્યું હતું.

ફોજદાર—તમે એને આપ્યું? શું તમે એને સિંહાસન આપ્યું? ઓ પ્રભુ.

દે—હા. અને હવે તમે એને છોડી દો. એમને તમે નકામા હેરાન કર્યા.

ફોઝદાર—એ તો ઠીક, પણ...

દે—પણ શું? એ મારો મિત્ર છે એટલું બસ નથી.

ફોઝ—પણ......

દે—પણ બણ કૈં નહિ, તમને કહ્યું ને?

(ફોઝદાર અને દેવો ભગત બન્ને એક બીજાની સામું જુએ છે. થોડોવાર બન્ને શાંત ઉભા રહે છે.)

ફોઝ—હં ચાલો કેદીને છોડી દો.

(ભગતને) જય જય ભગતજી.

દે—જય જય.

(જાય છે. થોડી વાર પછી બધું શાંત)

ચો—(અર્ધ નિદ્રિત અવસ્થામાં) પેલાઓને તમે કહ્યું કે તમે મને એ સિંહાસન આપેલું. તમે મને આપેલું, ઓ પ્રભુ!

કાશી—(ચોર તરફ મુઠી ઉગામતાં) ઓ ચોર! લુચ્ચા! તને ખવડાવ્યું, સુવાડયો તેનો આ બદલો!

દે—કાશી, તારૂં મગજ તપી ગયું લાગે છે. જા તારૂં કામ કર.

કા—વારૂ, આ ચાલી. પણ આ સિંહાસન સાથે લેતી જઇશ.

દે—ના કાશી, સિંહાસન અહીં મુકીને જા.

કા—(મક્કમતાથી) ના.

દે—હું તારો ભાઇ તને કહું છું કે અહીં મુકી જા.
( કચવાતે મને કાશી મુકી જાય છે )

ચો—(ભગતજીને) મને લાગે છે કે હું એની સાથે નાસી ન ગયો તે સારૂંજ થયું, ઓ પ્રભુ ?

દે—ઠીક પણ ભાઇ બેસતો ખરો. અહીં આવ. આ ગાદી પર બેસ.

ચો—ના હવે નહિ. મારે જવું છે, હું જઇશ. નરકમાંથી આવ્યા પછી પહેલીજ વાર આજે કાંઇ વિચિત્ર અનુભવું છું. હા, વિચિત્રજ. તમે મને આશિર્વાદ આપશો. કદાચ એ આશિર્વાદ મને કામમાં આવશે.

દે—(એના માથા પર હાથ મુકે છે) જા ભાઇ, પ્રભુ તને સદ્‌બુદ્ધિ આપે ને સન્માર્ગે પ્રેરે.
(ચોર બોલવા પ્રયત્ન કરે છે પણ એનાથી બોલાતું નથી. એને એક ડુસકુ આવે છે. બારણા તરફ જાય છે. )

દે—(ચોરને અટકાવી) બેટા, ઉભો રહે. તું તારૂં કંઈ અહીં ભૂલી ગયો છે. (સિંહાસન આપે છે )

ચો—મને ? તમે શીદને મને આ આપો છો.

દે—હા, એ તને કામમાં આવશે.
(આશ્ચર્યમૂઢ બનતો ચોર એ લે છે)
અને આ વાડાની પાછળ એક રસ્તો છે. એ તને તારે વતન જંગલમાં થઈ લઈ જશે.

ચો—(ભગતને પગે પડી.) ઓ મારા પિતા. તમારો કેટલો ઉપકાર માનું ! (એ રડે છે.) હું રડી શકું એટલો બાળક છું, મુર્ખ છું. પણ મારામાં કંઈક નવિન

જ્ઞાન આવ્યું હોય એવું મને લાગે છે. પશુમાંથી વળી પાછો તમે મને માણસ બનાવ્યો છે.

( ચોર બારણામાં ઉભો છે )

દે—(એનાં ખભા પર હાથ મુકી) બેટા, સર્વદા યાદ રાખજે કે આ શરીર એ એક જીવન્ત પ્રભુનું મંદિર છે.

ચો—(માનથી) જીવન્તપ્રભુનું મંદિર ? હા હું યાદ રાખીશ. (ભગત બારણું બંધ કરે છે. અને 'ભલું થયું ભાગી જંજાળ' ગાતા સ્નાન કરવા જાય છે.)

સુચિત.

# સમાપ્ત.

